શ્રી મનોરંજનમાલા : પુષ્પ ૩જું

# શોધમાં

[ શિંગડા વિનાના મહાપુરુષોની કીર્તિગાથા ]


લેખક :

સ્વ. સર રમણભાઇ મ. નીલકંઠ, બી. એ., એલએલ. બી.

સંપાદક અને સંપૂરક :

પ્રો ડૉ. બિપિન જીવણચંદ ઝવેરી, એમ. એ., પીએચ. ડી.


રૂપિયા ૨-૦-૦




પ્રકાશક

એન. એમ. ઠક્કરની કંપની

પ્રકાશક અને વિક્રેતા

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨

પહેલી વાર

પ્રત : ૨૦૦૦

વિ. સં. ૨૦૦૬



મુદ્રક :
મણિભાઇ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રીં. પ્રેસ
નોવેલ્ટી સીનેમા પાસે
ઘીકાંટા રોડ - અમદાવાદ

પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કરની કું.
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ - ૨

વર્ષોના કૌટુંબિક અને અંગત પરિચયના

સ્મરણમાં

લેડી વિદ્યાબહેન નીલકંઠને

આદર સમર્પણ



ચિમન જી. ઝવેરી

## અનુક્રમણિકા

# પ્રાસ્તાવિક

ડૉ. બિપિન ઝવેરી એલ્ફીન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક છે. એમ. એ. ની ડીગ્રી લીધા પછી ડૉક્ટરની ડીગ્રી માટે તેમણે સ્વ. સર રમણભાઇ સંબંધે થીસીસ લખી છે. એ લખવામાં તેમણે સ્વર્ગસ્થનાં તમામ લખાણો વગેરેનો ઉંડો અભ્યાસ કરેલો અને એક લેખ 'શોધમાં' અપૂર્ણ રહેલો જોઈ તે પૂરો કરવા તેમને ઇચ્છા થઈ. અલબત્ત મૂળ લેખકની કલ્પનામાં શું હશે તે તો જાણવાની તક મળી નથી, પરંતુ લેખકની વૃત્તિઓ, વલણો, શૈલી વગેરેનો પૂરો ખ્યાલ તેમને આવી ગયેલો. એ મુજબ સ્વકલ્પિત રચના કરી 'શોધમાં' તેમણે સંપૂર્ણ કરી પ્રગટ કર્યું છે. એની તુલના તો વાંચક વર્ગ જ કરી શકે. તથાપિ મારૂં એ માટેનું અંગત ઋણ દર્શાવવાની મને અગત્ય લાગે છે. ભાઈ ઝવેરીનો સર રમણભાઈ પ્રત્યેનો આદર પણ આ પ્રયત્નથી પુરવાર થાય છે. આજ પાંત્રીસ વર્ષે 'જ્ઞાનસુધા'ની ફાઇલમાં અધવચ અટકી દટાઇ ગએલો લેખ ગુજરાતી જનતાને પ્રાપ્ત થાય છે તે મારે મન હર્ષનો વિષય છે. શ્રી. ઝવેરીનું રમણભાઇને લગતું પુસ્તક ટુંક સમયમાં બહાર પડશે એવી ઉમેદ છે. શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. રામનારાયણ પાઠક સરખા પ્રખર વિદ્વાનોની પ્રશંસા પામેલું એ પુસ્તક ગુજરાતી સાહિત્યકારોમાંના એકને લગતી માહિતી આપવામાં જરૂર ઉપયોગી થઈ પડશે એ નિઃસંશય છે. 'શોધમાં' એ હળવા સાહિત્યનો એક નમુનો છે અને એવા સાહિત્યને પણ સ્થાન છે એ કહેવાની અગત્ય નથી.

વિદ્યાબહેન ર. નીલકંઠ

## આરા વાર

૧૯૧૩ માં, ઘણે ભાગે 'રાઈનો પર્વત' લખી રહ્યા પછી તરત, સ્વ. રમણભાઈએ આ પુસ્તક લખવા માંડ્યું; ને ૧૯૧૫ સુધી તે એમના તંત્રીપદ હેઠળ ચાલતા "જ્ઞાનસુધા" માસિકમાં ટુકડે ટુકડે પ્રકટ થતું રહ્યું. પણ સમયને અભાવે, અથવા કદાચ આ જાતની કૃતિઓ માટે જરૂરી પ્રસંગો શોધવાની મુશ્કેલીને લીધે, અથવા આ બંને કારણોને લીધે રમણભાઈ તે પછી એને આગળ વધારી શક્યા નહિ.

રમણભાઈ વિષે મહાનિબંધ લખતાં હું "જ્ઞાનસુધા"ની ઉપ-લબ્ધ ફાઈલો વાંચી ગયો, ને તે વખતે પહેલવહેલી વાર જ મને રમણભાઈએ આવી કોઈ હાસ્યનવલ લખી હોવાની ખબર પડી. રમણભાઈની પરિપક્વ મેધાનું આટલું સારું ફળ "જ્ઞાનસુધા"ની ફાઈલોમાં દટાઈ રહે, ને રમણભાઈનાં સગાં અને શ્રી ધનસુખલાલ કે શ્રી ગગનવિહારી મહેતા જેવા પાંચદસ માણસ સિવાય બીજા કોઈને રમણભાઈએ આવો પ્રયત્ન કર્યો હતો એનીયે ખબર ન પડે એ વસ્તુસ્થિતિ મને અસહ્ય લાગી. આથી મેં એકબે પ્રકાશકોને સ્વ. રમણભાઈની આ કૃતિ પ્રસિદ્ધ કરવા સૂચવ્યું; પણ પ્રકાશન-વ્યવસાયની અત્યારની અવસ્થામાં એ પ્રકાશકો એ સાહસ કરવા તૈયાર થયા નહિ. અંતે, અધૂરું પુસ્તક હું પૂરું કરી આપું, ને સંપાદનની બધી જવાબદારી સ્વીકારું તો એ પુસ્તક પ્રકટ કરવાની મેસર્સ એન. એમ. ઠક્કરે હા પાડી. અડધી ક્ષણ તો મને થયું કે નમાજ પઢવા જતાં મસીદ કોટે વળગી. કારણ, રમણભાઈ જેવા સમર્થ લેખકની કૃતિ પૂરી કરવાનું સાહસ કોણ કરે? પણ, રમણ-ભાઈની અપ્રકટ કૃતિઓ પ્રકટ થાય એમાં મને એટલો રસ ને ઉત્સાહ છે, એ માટે એવું મમત્વ છે, કે એ દુષ્કર કાર્ય મેં સ્વીકાર્યું, એ માટે લેડી વિદ્યાબહેનની રજા માગી.

લેડી વિદ્યાબહેનની અનુમતિ અને આશીર્વાદ મળતાં યથાશક્તિમતિ એ કાર્ય પૂરું કરી આજે જનતા સમક્ષ મૂકું છું. આશા છે કે વિવેચકો આ કૃતિને "સમ દૃષ્ટિ" જોશે.

'શોધસા'ની જેમ સ્વ. રમણભાઈના અપ્રકટ વિવેચનો, ધર્મલેખો વગેરે પણ પ્રકટ થઈ જાય એ ઇચ્છનીય છે.

આ પુસ્તક પ્રકટ કરવા માટે હું મેસર્સ એન. એમ. ઠક્કરનો અને સહૃદય 'પ્રાસ્તાવિક' માટે લેડી વિદ્યાબહેનનો આભાર માનું છું.

૩૬૪, સૅન્ડહર્સ્ટ રોડ,
મુંબઈ, ૪
તા. ૨૩–૬–૫૦

બિપિન છ. ઝવેરી

# પરિચય

'ભદ્રંભદ્ર' એ રમણભાઈની ભર યુવાનીનું સર્જન હતું, અને એમાં કટાક્ષનો કોરડો વીંઝવાની એમની પ્રતિજ્ઞા હતી. 'શોધમાં' એમની પરિપક્વ ઉંમરનું ફલ છે અને તેમાં એમનો મુખ્ય હેતુ કોઈ વ્યક્તિ, સંપ્રદાય કે સંસ્થાવિશેષને ઉતારી પાડવાનો નહિ પણ માત્ર હાસ્ય આપવાનો છે. આને લીધે બંને વાર્તામાં કેટલોક ફેર પડી જાય છે.

વાર્તાના નાયક ગોદડચંદ શ્રીશોધવર્ધક સભાના પ્રમુખ છે. વાર્તા શોધકર્તા જ તેઓ એ સભાનો "...આ સભાના સભાસદોએ શોધ કરવી..." એ લાંબો ઠરાવ મોટેથી વાંચે છે અને નજીવી વસ્તુઓને મહત્ત્વ આપી શોધ કરવાનાં સાહસોમાં પડે છે.

પ્રકરણ પહેલામાં તેઓ ગંભીર વિચારમાં ઘરની બહાર નીકળે છે, ને વિચારની ધૂનમાં ને ધૂનમાં ગોળાઓના વરઘોડામાં ભેરવાઈ પડે છે. આના ઉપર મનન ચલાવતાં તેઓ શોધ કરે છે કે તેઓ 'પોતે' છે. એને માનાર્થક 'શ્રી' લગાડતાં તેઓ 'પોતેશ્રી' બને છે. બીજા પ્રકરણમાં કાંઈ શોધ કરવા મળશે એમ ધારી વિના પગારે પ્રકાશક થવા ઇચ્છનાર ઉમેદવાર તરીકે તેઓ અને એ સંસ્થાના બીજા સભ્યો એક પત્રની ઑફિસમાં જાય છે. 'અફવા સમાચાર' ના અધિપતિ બધા ઉમેદવારોને મુલાકાત આપે છે ને જરૂર પડે બોલાવીશું એમ જણાવી કાઢી મૂકે છે. ત્રીજા પ્રકરણમાં કાંઈ શોધ કરવા મળે એ હેતુથી બધા શ્રીયુતો (આ સભાના સભાસદો શ્રીયુત નહિ પણ શ્રીયુત કહેવાય છે) પ્રોક્સી ઉપર એક લિમિટેડ કંપનીની વાર્ષિક સભામાં જાય છે. ધાંધલ થવાથી એ સભા મુલતવી રહે છે.

ચોથા પ્રકરણમાં પોતેશ્રીને એક પત્ર મળે છે, જેમાં જણાવ્યું છે

કે શ્રી જયસ્વરૂપની આજ્ઞાથી હિમાલય તેમના ઉપર ધસારો કરવાનો છે. બીકથી ધ્રૂજતા શ્રીયુતો આ ગેબી આફતની રાહ જોતા બેસે છે ત્યાં મોટી ઉમ્મરનો એક છોકરો—સાક્ષરશ્રી હિમાલય તેમની મુલાકાતે આવી તેમને એક ચર્ચાપત્રીની શોધ કરવા જણાવે છે. પાંચમા પ્રકરણમાં શ્રીયુતો એ બદનક્ષીભર્યું ચર્ચાપત્ર વાંચે છે. સાક્ષરશ્રી ફરિયાદ કરે છે કે કોઈ તખલ્લુસધારીએ એમાં 'શ્રી જયસ્વરૂપનો જય થાઓ' વગેરે સૂત્રોનો પ્રચાર કરનારા પોતાના જેવા યુવાન કવિઓ અને સાક્ષરોને ઉતારી પાડયા છે. આવા ગેબી ચર્ચાપત્રીને શોધવાનાં સાધન જ્યાં રહસ્યો ઘણાં વ્યાપક હોય એવા દેશી રાજ્યમાં સહેલાઇથી મળી શકે, એટલે શ્રીયુતો એક દેશી રાજ્યના એજન્સીના ગામમાં જાય છે.

છઠ્ઠા પ્રકરણમાં તેઓ સ્ટેશન પર ઊતરી જનતાના કુતૂહલના ભોગ બનતા ધર્મશાળામાં ઠરીઠામ થાય છે. સાતમા પ્રકરણમાં તેઓ સંસ્થાનના નાયબ કારભારીનું ઠેકાણું મેળવવા ધર્મશાળાની સામે આવેલી લાયબ્રેરીમાં જાય છે. ત્યાં ધાંધલ કરવાના, ખૂન કરવાનું કાવતરું રચવાના વગેરે આરોપસર એમની ધરપકડ થાય છે. આઠમા પ્રકરણમાં જમાદાર એમને નાયબ કારભારીને ઘેર લઈ જાય છે. નવમા પ્રકરણમાં નાયબ કારભારીના કહેવાથી એમને છોડી મૂકવામાં આવે છે. કારભારીની છોકરી કહે છે કે સાક્ષરશ્રીઓ વિરુદ્ધનું ચર્ચાપત્ર પોતે લખેલું છે. આ શોધથી ક્ષોભ અને વિસ્મયના માર્યા શ્રીયુતો ભાગી છૂટે છે. અને અહીં વાર્તા પૂરી થાય છે.

રમૂજની રેખાઓ કાઢતાં રમણભાઇએ વાર્તામાં લેભાગુ તંત્રીઓ, લેભાગુ કવિઓ-બુદ્બુદો અને દેશી રાજ્યો ઉપર વક્ર નજર ફેંકી છે. આ વક્રતામાં 'ભદ્રંભદ્ર' જેવા દંશનો અંશ પણ નથી. લેખકની કલા એટલી વિકસી છે કે વસ્તુ રજૂ થતાં જ એ બધી વિચિત્રતાઓ કે વિષમતાઓ એવી રીતે આવે છે કે એ વસ્તુઓની હસનીયતા

પ્રકટ થાય. એને માટે કટાક્ષ કરતાં ઉપહાસ એ વિશેષણ વિશેષ
યોગ્ય છે.

તંત્રીમાલિકે છપાવેલી જાહેરખબરમાં પ્રકાશકમાં બુદ્ધિ ન હોય
તો ચાલે, માત્ર પોતાને બુદ્ધિમાન માનતો હોવો જોઈએ, એ શબ્દો
'ભદ્રંભદ્ર'માં આવતા "ધુન્ધી એડીટર"નાં લક્ષણો સૂચવે છે. તંત્રી
પોતાના ગુમાસ્તાને કહે છે, "'અફવા સમાચાર'માં ખરાબ લખાણ
આવે છે એવી જે ફરિયાદ થઈ છે તે ખોટી છે: હું વર્ષોથી એ વાંચું
છું અને બહુ સારું આવે છે એવું ચર્ચાપત્ર લખી કાઢી 'પરગામી'ની
સહીથી આપણા પત્રમાં છાપી નાખજો.' બીજો માણસ—એને ત્યાં
આ એ જ બુદ્ધિજીવી નોકરો છે: બીજો સાથે સાથે ફોરમેન અને
કંપોઝીટર પણ છે—પૂછે છે કે 'અમુક ગામમાં આટલા કુરિવાજો
સુધારકોના પ્રયત્નથી બંધ થયાના સમાચાર કોઈએ મોકલ્યા છે તે
છાપીશું?' તંત્રી કહે છે, 'સુધારા થયા છે એટલું જ છાપજો, ને
લખજો કે સુધારકોના પ્રયત્ન વિના આટલું કામ થયું છે. સુધારા!
એક દો તીન, ઉડ જાવ.' નોકર પૂછે છે, 'પણ એ વસ્તુ સુધારાથી
થઈ છે એવું ચર્ચાપત્ર આવે તો!' એને જવાબ મળે છે કે, 'આપણે
ક્યાં એ છાપવા બંધાયા છીએ?' આ તંત્રી ઉમેદવારોને કહે છે,
'હું જરૂર મુજબ માલિક, તંત્રી, અધિપતિ, મેનેજર, સુપ્રિન્ટેન્ડન્ટ,
વગેરે વગેરે બની જાઉં છું; પણ એમ બધા સ્વાંગ ધરવામાં કોઈવાર
મુશ્કેલી આવે છે. એટલે એક પ્રકાશકની જરૂર છે, જે કેટલાક
ધરી શકે.

આ બધી જ બાબતોમાં ઉપહાસ છે. છાપાની ઑફિસની મુફલીસ
તિ, કંપોઝીટરોની હડતાલનો ભય વગેરે પણ કુશલતાથી દાખલ
લું છે. તંત્રી અને એની કચેરીના બીજાઓ કંઈક સુરતી ભાષામ
ત કરે છે, ને તંત્રીને દરેક વાક્યને અંતે "સમજ પડી કેની?
મ પૂછવાની ટેવ છે. "સાક્ષરશ્રીનો મેળાપ" અને "જયસ્વરૂપ"

પિંગળજ્ઞાન વિનાના કવિપદેચ્છુ છોકરાઓ અને સમજ્યા વિના સનમ–સાકીની ગઝલ લલકારનારા યુવાનોનો ઉપહાસ છે. "કારભારીઓની ભૂમિ" જેવું મથાળું, ત્યાંના કાવાદાવા, એ ભૂમિમાં કોઈ પણ અમલદાર માટે આદર ને ભય, ત્યાંની રાજ્યને ખરચે ગમે તેની મહેમાની કરવાની રીત, અમલદારોની સંસ્કાર અને નીતિની ઊણપ, ને રાજ્યને ખર્ચે તમાશો જોવાની વૃત્તિ, પ્રજામાં શિષ્ટાચારનો અભાવ અને અજ્ઞાન, અને કદાચ ત્યાંની કાઠિયાવાડી ભાષા—રમણભાઈએ દેશી રાજ્યોની આ સર્વ બાબતોનો ઉપહાસ કરેલો છે. આમ આ કૃતિ વુડહાઉસની રમૂજી ભ્રમણકથાઓના જેવી તદ્દન નિષ્કટાક્ષ નથી. અને છતાં એ તદ્દન નિર્દોષ ને નિર્દંશ છે.

( વુડહાઉસના હાસ્યનો મુખ્ય આધાર વિચિત્ર પરિસ્થિતિ પર હોય છે. 'ભદ્રંભદ્ર'માં ને આ પુસ્તકમાં હાસ્ય પરિસ્થિતિ અને પાત્રનો સ્વભાવ બંને પર અવલંબે છે. )

પાંચમું પ્રકરણ પ્રમાણમાં મંદ અને અલ્પરસ છે; પણ બાકીનાંમાં રસ સારી પેઠે જળવાયેલો છે, ને પ્રસંગયોજનામાં વૈવિધ્ય અને કૌશલ રહેલાં છે. તંત્રીની જાહેર ખબરથી માંડીને એની મુલાકાત સુધીનો આખો પ્રસંગ તો બહુ જ સુંદર છે. ખોખાં ગોઠવવાનો પ્રસંગ, તંત્રીની "સમજ પડી કેની?" અને એનો એક ઉમેદવારે "શું સમજ્યા?" એ રૂપે પોતાની વાણીમાં કરેલો અનુવાદ એ એ પ્રસંગમાલાના મેરુ છે. જામાચિઠ્ઠી જેવો નિશાળમાંથી ભાગી ગયેલા છોકરાનો પત્ર, એ પોસ્ટકાર્ડની સાદી છતાં ભય ઉપજાવે એવી ભાષા, એનાથી પ્રસરેલો ભય, નવ વાગે ભય આવવાને બદલે કાંઈ બનતું જ નથી વગેરે પ્રસંગો પણ સારા છે અને જયસ્વરૂપ તથા હિમાલય વિષેની ગૂઢતા ઠીક જાળવી રખાઈ છે. "કારભારીઓની ભૂમિ"ના લોકોની શ્રીયુતો કોણ છે તે જાણવાની દુર્દમ્ય જિજ્ઞાસા, વાચના-

શ્રયનો એ લોકોએ કરેલો વિચિત્ર ઉપયોગ, રમણભાઈના પિતા મહીપતરામે અનુભવેલા પ્રસંગ*નું આ રૂપાંતરઃ

> એમાંનો એક જણ બારીએ દોડયો અને લાયબ્રેરીની બારીઓ તરફ લેઈ ધાંટા પાડી કહેવા લાગ્યો,
>
> 'શ્યામશંકરભાઈ! શ્યામશંકરભાઈ! આ તો આગગાડી પર છેલશંકરભાઈને ઓસ્યાં વેહિયાં મળ્યાં હતાં તે છે. જોવાં હોય તો આવો.'

વગેરે પણ સારી યોજના છે. "કંપનીની મીટિંગ"ના કેટલાક ઉપપ્રસંગો ને રકાસ સારો છે; જો કે એ પ્રકરણનું ખોખું 'ભદ્રંભદ્ર'માંની "માધવબાગસભા"નું છે.

ગોદડચંદ એકથી વધારે જાતનું વાણીવૈચિત્ર્ય બતાવે છે. પહેલા પ્રકરણમાં એ નિષ્કારણ પર્યાયો વાપરે છે. જેમકે "એ શંકાના સંદેહના સંશયની ભ્રાન્ત કેટલાક કાળ સુધી પ્રવર્તમાન રહી. અન્તે આખરે અને છેવટે એ વાત સમજાઈ કે........"

શ્રીયુત ફોગટચંદના " "પોતેની શોધનો ઉદય" ! એ કોઈ વિચિત્ર શોધ જણાય છે!" એ વાક્યના જવાબમાં તેઓ કહે છે, "માત્ર વિચિત્ર જ નહિ, પણ વિલક્ષણ, વિશિષ્ટ, વિશસ્ત, વિશ્રુત, વિખ્યાત, વિવૃદ્ધ, વિસ્તીર્ણ, વિશાલ, વિ——અનેકાનેક."

---

*એઓને ભીમરાવે મહીપતરામનું ઓળખાણ કરાવ્યું [ • ] તરત જ એ ગૃહસ્થ બોલી ઊઠયાઃ "આ મહીપતરામ કે ? આપણી નાત્યમાં ધોળ ઘાલ્યો હતો તે જ આ મહીપતરામ ?—ઓ—શંકરભાઈ! આમ આવો, મહીપતરામ જોવા હોય તો, આપણી નાત્યમાં ધોળ ઘાલ્યો 'તો તે મહીપતરામ જોવા હોય તો."

( નરસિંહરાવ દીવેટિયા કૃત સ્મરણમુકુર; પૃ. ૩૬

શબ્દો સાથે શ્રીનું નિકટત્વ આણવાની અતિલાભકારક શોધનું નિદર્શન તેઓ આ રીતે કરે છે:

આશ્રી ગામમાંશ્રી હાલશ્રી ઘણાંશ્રી કૂતરાંશ્રી હડખાયાંશ્રી થયાંશ્રી છેશ્રી. પરમશ્રી દહાડેશ્રી એકશ્રી ગધેડુંશ્રી બજારમાંશ્રી ફરતુંશ્રી હતુંશ્રી તેવામાંશ્રી એવુંશ્રી કૂતરુંશ્રી તેનેશ્રી કરડયુંશ્રી. તેશ્રી પરથીશ્રી તેશ્રી ગધેડુંશ્રી હોંચીશ્રી હોંચીશ્રી કરતુંશ્રી બજારમાંશ્રી દોડવાશ્રી લાગ્યુંશ્રી.

પુસ્તકના વાણીવૈકલ્ય ઉપર 'ભદ્રંભદ્ર'ની કંઈક છાપ છે. ઉપલું અવતરણ વાંચતાં જમાલ અને એના સાથીદારની "પાના" મિશ્રિત ભાષા યાદ આવે છે, જો કે બંનેમાં હેતુ જુદા છે. પોતેશ્રીની નીચેની બે ઉક્તિઓ અનુક્રમે સંક્ષેપમાં કહેવાના લાભ વિસ્તારથી જણાવતી ભદ્રંભદ્રની અને શ્રી ચંપકલાલ ચટ્ટુની વાગ્શૈલીની યાદ આપે છે:

(૧) શોધનો એક મહાન નિયમ છે, અને તે ગૂઢ હોવા છતાં એ વિષયમાં કુશળ હોવાથી અમને પ્રાપ્ત થયેલો છે. એ નિયમ આરંભમાં પ્રદર્શિત કરવો જોઇએ. એ નિયમ એ છે કે શાની શોધ કરવાની છે તે પ્રથમ જાણવું જોઈએ.

(૨) બીજા કોઇએ કરેલી શોધની નોંધનો બોધ થતાં શ્રીયુતોના ચિત્તમાંથી ક્રોધનો એવો ધોધ નીકળે છે કે તેનો અવરોધ કરવો કઠણ થઈ પડે છે.

સાક્ષરશ્રી હિમાલયની આ ઉક્તિ ભદ્રંભદ્રની સ્વપ્ન શબ્દની પુનરુક્તિવાળી આથી વધુ સારી ઉક્તિનું નવી જાતનું રૂપાંતર છે: 'સાક્ષરશ્રીઓની પ્રતિષ્ઠા માટે લાગણી ધરાવનારે એ શોધ માટે ઇચ્છા કરવાનું સ્વપ્ન જોવાની ઇચ્છાનું સ્વપ્ન પણ ન આવે એવી ઇચ્છા સ્વપ્નમાં પણ કરવી જોઈએ.'

પ્રકરણ પાંચમામાંની સાક્ષરશ્રીની પુણ્યપ્રકોપની ઉક્તિ કે એ પ્રકરણમાંની ગોદડચંદની છેલ્લી ઉક્તિ ભદ્રંભદ્રની એ પ્રકરણની ઉક્તિઓને મળતી છે.

કેટલાક પ્રસંગો ઉપર પણ 'ભદ્રંભદ્ર'ની અસર છે. મગનલાલ પ્રકાશકપદના ઉમેદવારોને મેનેજર "ઉપર છે એટલું જાણતા નથી!" એમ કહે છે એ પ્રસંગ રેંકળાવાળો "બળદ મારે છે તે જાણતા નથી? ઘડી ઘડી તે કેટલાકને કહીએ?" તે પ્રસંગ સાથે, "કેટલાક વખત સુધી નકામા ખોંખારા કર્યા. આખરે ખોખરે અવાજે શ્રીયુતે ચર્ચાપત્ર વાંચવા માંડ્યું ત્યારે શ્રોતામંડળ સ્તબ્ધ અને જડ થઈ ગયું હતું......" તે પ્રસંગ ભદ્રંભદ્ર પોતે દીઠેલા અદ્ભુત દર્શનની કથાની શરૂઆત કરે છે તે સાથે, સાક્ષરશ્રી હિમાલય પેલો ચર્ચા-પત્રી પોતાની સામે જ ઊભો છે એવી ભ્રમણામાં પડી તેને ધમકાવે છે તે પ્રસંગ ભદ્રંભદ્રના એવા અનેક મતિભ્રમો સાથે, અને તેઓ 'ચર્ચાપત્રીને શોધી ન શકો તો તમારી સભા વિસર્જન કરો, અને પૈસા. સાક્ષરોને વહેંચી આપી શકો છો. મને આપશો તો પણ સ્વીકારીશ' એમ કહે છે તે તંદ્રાચંદ્રે લેખિત ભાષણને અંતે પૈસા માગેલા તે સાથે સામ્ય ધરાવે છે. હાસ્ય અને ઉપહાસની વૃત્તિમાં આવતાં રમણભાઈથી જૂની ટેવને લીધે ગોદડચંદ અને સાક્ષરશ્રીની વાણીમાં સંસ્કૃતપ્રધાન ભાષાનો પ્રયોગ થઈ જાય છે. આ બહુ આકર્ષક નથી.

'રાઈનો પર્વત' તરતમાં જ પૂરું કર્યું હોવાથી એની રીતિની કંઈક છાપ આ પુસ્તક ઉપર છે. પ્રકરણ પહેલાનો આખો ઉત્તરાર્ધ અવતરણચિહ્નમાં આપેલા સંવાદમાં છે. પ્રકરણ બીજામાં ફૂગટચંદ ગોદડચંદને "પોંતેશ્રી"ની શોધ અંગે સવાલો પૂછે છે તેના ઉપર પણ 'રાઈનો પર્વત'ના વીણા-લેખાના સંવાદની છાપ છે.

શોધવર્ધક સભા અને નાની નકામી કે ક્ષુલ્લક વસ્તુના શાપને મહાશોધ માની આનંદ પામવાની વૃત્તિ–એટલાનું સૂચન 'પિક્વિક પેપર્સ' ઉપરથી હોય એમ માનવામાં અતિતર્ક નથી.

કેટલાંક પ્રકરણોમાં પાત્રગત તોછડાઈ સહેજ વ્યાપક છે.

નાનાં સ્ખલનો કે સ્વલ્પ દોષો છતાં એકંદરે રચનાબાજની આ પક્વતર કૃતિ બહુ જ આશાસ્પદ છે એમ સહુ કોઈ સ્વીકારશે.

વિપિન ઝવેરી

‘Fools rush in, where Angels fear to tread.’

‘મૂરખ આવે ફિંઠતાં, નહિ ફિરસ્તાની જાય.’

# પ્રકરણ પહેલું

## પોતે

શ્રીયુત ગોહડચંદ શોધમાં નીકળ્યા.

ઘરમાંથી નીકળતાં ઉમરા આગળ આવતાં શ્રીયુત અટક્યા, ગજવામાંથી કાગળ કાઢયો, અને તે ઉઘાડીને તે સામું આંખો પહોળી કરીને જોઈ રહ્યા. કાગળમાં શ્રીશોધવર્ધક સભાનો ઠરાવ લખેલો હતો તે મનમાં ત્રણ ચાર વાર વાંચી જઈ શ્રીયુતે આખરે મોટેથી વાંચ્યો;

" આ સભા ઘણા મનન અને અભ્યાસ અને વાદવિવાદને પરિણામે ઠરાવ કરે છે કે આ સભાના સભાસદોએ શોધ કરવી. કોલંબસે અમેરિકા શોધી કાઢયો, જોર્જ સ્ટીવન્સને ઈજીન શોધી કાઢયું, ન્યૂટને ગુરુત્વાકર્ષણ શોધી કાઢયું, શર્લોક હોમ્સે ચોર શોધી કાઢયા; તો આ સભાના સભાસદોએ કાંઈ શોધી કાઢવું ન જોઈએ? માટે ઠરાવ કરવામાં આવે છે કે પ્રત્યેક સભાસદે આવતી કાલથી શો[illegible] કરવા નીકળી પડવું, અને, પોતાની નોંધ સભાના પ્રમુખ, શ્રીયુ

ગોદડચંદને મોકલવી. સભાના પ્રથમ ઠરાવ પ્રમાણે પ્રત્યેક સભાસદ 'શ્રીયુત' કહેવાશે, પણ આજથી એવો વિશેષ ઠરાવ કરવામાં આવે છે કે જે સભાસદ કિંમતી શોધ કરશે તેને 'શ્રીયુત'ને બદલે 'શ્રીયુત્'ની વધારે માનભરેલી પદવી આપવામાં આવશે."

ઠરાવ વાંચતાં શ્રીયુતના મુખ પર સ્મિત પ્રકટયું અને પ્રસરી રહ્યું. ફરી એકવાર ઠરાવ મનમાં વાંચી જઈ શ્રીયુત મનમાં બોલ્યા,

'આ ઠરાવ અપૂર્ણ છે, કેમકે, તે સંપૂર્ણ નથી. પ્રમુખે શોધ કરવી એવું આ ઠરાવમાં લખ્યું નથી. પ્રમુખ તે સભાસદમાં આવી જાય, પણ સભાસદોએ પોતાની શોધની નોંધ પ્રમુખને મોકલવી એમ ઠરાવ્યું છે, અને પ્રમુખે પોતાની નોંધ કોઈને મોકલવાનું ઠરાવ્યું નથી, તેથી, ગર્ભિત રીતે એમ ફલિત થતું સૂચિત થાય છે કે પ્રમુખે શોધ કરવાની નથી. પરંતુ બીજા સભાસદો 'શ્રીયુત્'ના કીર્તિમંત પદના અધિકારી થઈ શકે અને પ્રમુખ ન થઈ શકે એવા ઉદ્દેશના નિર્દેશનો સંદેશ શી રીતે હોય? અને વળી, પ્રમુખ પોતાની નોંધ પોતાને મોકલી શકે છેઃ પોતાના ઉપર ટપાલમાં મોકલી શકે; અથવા નોંધ પોતાના નોકરને આપી તે પાછી પોતાને આપવાનું નોકરને કહી શકે, અથવા, પોતાના એક હાથે પોતાના બીજા હાથને આપી શકે. ખરે, પ્રમુખ 'પોતે' શું કરી શકે તે આજ સુધી અજાણ્યું હતું! આ 'પોતે'ની શોધ એ બહુ મોટી શોધ છે. પરંતુ આવી મારા પોતાના ઉપયોગની શોધના બોધની નોંધ સભાને શા માટે આપી દેવી? સભા માટે બીજી શોધ કરીશ, અને આ શોધ તો હું પોતે જ રાખીશ અને આ શોધની પ્રાપ્તિના સ્મરણાર્થે મારા માટે હું 'પોતે' પદ વાપરીશ અને વપરાવીશ. વધારે સાનન્દાશ્ચર્ય ભરેલું શું–"શ્રીયુત પોતે" કે "પોતેશ્રી"? એ શોધી કાઢવું પડશે. એ કામ કઠણ છે. પણ, તેનું કારણ તો એટલું જ છે કે એ કામ સહેલું નથી.'

શ્રીયુત પોતેએ અથવા પોતેશ્રીએ ઠરાવનો કાગળ બીડીને પાછો ગજવામાં મૂક્યો, અને, ઉમરો ઓળંગી ઘર બહાર નીકળ્યા. રસ્તેથી ગોલાનો વરઘોડો જતો હતો તેમાં ગોદડચંદ ભળી ગયા; પણ શ્રીયુત શોધના વિચારમાં એવા મશગુલ હતા કે શ્રીયુતને ખબર ન પડી કે હું વરઘોડામાં ચાલું છું. થોડે જતાં સાથે ચાલનારે પૂછ્યું,

'કેમ ગોલા રાના! કયા ગામના? વરરાજાના સગા થાઓ?'

ગોદડચંદ વિચારમાળામાંથી જાગી ઊઠ્યા અને ચમક્યા. અ-પ્રસન્નતામાંથી એકદમ ક્રોધનો ઊભરો આવ્યો. અને શ્રીયુતે ઉદ્‌ગાર કર્યો,

'તું ગોલો. તારો બાપ ગોલો!'

'હું તો ગોલો છું જ, ને મારો બાપ બી ગોલો છે. પન તું કોન છે? તું ને તારા બાપ ગોલા નહિ તો કોન?'

રોષના આવેશમાં ગોદડચંદની જીભ લચકાઈ ગઈ, અને ઉચ્ચાર કરવાનો પ્રયાસ કરતાં શ્રીયુત બોલ્યા,

'હું! હું!_કો...કો...ણ છું ત-ત-તું જાણે છે? મ-મ-મને તું એવું કોણ કહેનારો? શ્રીશોધવર્ધક સભાના શ્રીયુત પ્રમુખને?'

વરઘોડો અટક્યો. લોકો એકઠા થયા. વરનો બાપ આવી પહોંચ્યો. તેણે ખીજવાઇને શ્રીયુતને પૂછ્યું,

'તું અમારા વરઘોડામાં કેમ પેઠો?'

'હું શોધ કરવા નીકળ્યો છું. એક શોધ તો મેં કરી કે આ માણુસ ગોલો છે અને એનો બાપ પણ ગોલો છે. શોધ તો અકસ્માત થઈ છે, પણ કદાચ, તે કિંમતી માલમ પડશે.'

'પીધેલો છે, નીકલ અહીંથી.'

શ્રીયુતને ઘણો અન્યાય થયો. આખું સાજન પીધેલું હતું અને એટલા શ્રીયુત વગર પીધેલા હતા. પણ ગોલાઓથી શ્રીયુત જુદા પડયા તે જ ઠીક થયું. એ લોકો ગોલા છે એ સિવાય તેમનામાં બીજું કંઈ શોધવા જેવું હતું નહિ.

'હું "પોતે" છું એ વાત એ લોકોને કહેવી રહી ગઈ; પણ જ્યાં સુધી "શ્રીયુત પોતે" અને "પોતેશ્રી" વચ્ચેનો નિર્ણય કર્યો નથી ત્યાં સુધી કહેવું પણ શી રીતે? નિર્ણય જલદી કરવાનો રસ્તો તો એ જ છે કે તે જલદી કરવો. "શ્રીયુત પોતે" એ પદમાં "શ્રીયુત" શબ્દ મુખ્ય થાય છે અને "પોતે" શબ્દથી તો એટલું જ દર્શાવાય છે કે "શ્રીયુત" આપોઆપ છે અને તેમની તરફથી બીજું કોઈ હોય એમ નથી. "પોતેશ્રી" એ પદમાં "પોતે" એ શબ્દ મુખ્ય થાય છે અને "શ્રી" માત્ર પૂંછડા પેઠે લટકે છે. "પોતે"નું મહત્ત્વ તો પોતે શબ્દ પહેલો મૂકવાથી જ પ્રકટ થાય. પણ, બોલવામાં ઓછી તસ્દી લેવાનું પસંદ કરનારા લોકો એકલું "પોતે" કહે અને "શ્રી" મૂકી દે તો હું "શ્રી"માંથી રહી જાઉં! પરંતુ "શ્રીયુત પોતે" માં પણ એ ભય છે. એવા લોકો એકલું "શ્રીયુત" કહે તો હું "પોતે"માંથી રહી જાઉં!'

આવી તર્કજાળ ગૂંથતા ગૂંથતા ગોદડચંદ જતા હતા. એવામાં કોઈ સાથે અથડાયા. ઊંચું મોં કરી જોતાં આશ્ચર્ય પામી ગોદડચંદ બોલ્યા,

'કોણ! શ્રીયુત ફોગટચંદ! કપાળે હાથ કેમ ફેરવો છો?'

'આપના કપાળે મારા કપાળને કંઈ કહ્યું તે અંદર ઉતારી દઉં છું.'

'પોતાના કપાળમાં ફરતી કોઈ કિંમતી શોધનું હરણ ન થાય એ સંભાળજો.'

'પોતાના ?'

'પોતાના એટલે મારા. મારા અર્થાત્ પોતાના કપાળમાંથી આવેલો સંદેશો તમે તમારા કપાળમાં ઉતારી દો છો તે ક્રિયાને ઉદ્દેશીને કહું છું કે પોતાના અર્થાત્ મારા કપાળમાં ગૂઢ રીતે સ્ફુરાયમાન થઈ રહેલી કોઈ મહાન શોધ એ સંદેશા દ્વારા તમારા કપાળમાં ઉતારી દેવામાં ન આવે તે સંભાળ રાખવા ચેતવણી આપું છું.'

'આપણા બંનેના કપાળ કદાચ એવું કાંઈ કાવતરું કરતાં હોય તો હું એ વિશે અજ્ઞાન છું અને નિર્દોષ છું. માણસોના કપાળમાં ઘણા દગા ચાલે છે એવી શોધ શ્રીયુત કચરાચંદને જડવાની તૈયારીમાં છે.'

'માણસોના કપાળમાં દગા હોવા વિશે પોતાને પણ ઘણા વખતથી શંકા છે.'

'પોતાને ?'

'પોતાને એટલે મને.'

'આ "હું" અને "પોતે"ની ગડમથલથી જણાય છે કે આપની પ્રવૃત્તિ પણ હાલ કપાળના કોઈ મામલાની શોધ તરફ છે.'

'હાલ તો શાની શોધ કરવી તે શોધી કાઢવામાં જ પોતાનું મન બુદ્ધિ અને અંતઃકરણ રોકાયેલાં છે અને તેથી, બીજા કોઈ પણ વિષય તરફ પોતાના તર્ક વિચાર કે કલ્પના જઈ શકતાં નથી. અને "પોતે" એમાં ગડમથલ નથી, મહાન સિદ્ધિ છે. કવિ કાલિદાસનું વચન ખરું પડ્યું છે.'

'કયું વચન ?'

'श्रिया दुरापः कथमीप्सितो भवेत् । હાલના સમયમાં કેટલા બધા લોકો શ્રીની પ્રાપ્તિ માટે વલખાં મારી રહ્યા છે અને શ્રીને પોતાની તરફ લાવવા સારુ પોતાની જેમ બને તેમ પાસે "શ્રી" શબ્દ લખવા લાગ્યા છે એ નિરીક્ષણ કરતાં શ્રી કેવી હઠીલી છે એમ પોતાને કલ્પના થતી હતી. એવામાં એકાએક શ્રીએ જ કૃપા કરી અને પોતાના અર્થાત્ મારા નામને પણ ખસેડી નાખી એવી સર્વ ઉપાધિઓને દૂર કરી મારું અન્તઃસ્વરૂપ ઉંડાણમાંથી ખોળી કાઢી શ્રી મારા ખરેખરા "હું" સાથે અર્થાત્ પોતે સાથે જોડાઈ ગઈ છે, અને, હવે હું પોતેશ્રી થઈ ગયો છું.'

'પોતેશ્રી ? કેવું અદ્‌ભુત !'

'એ જ માટે કહું છું કે શ્રી જેની પાસે જવાની ઇચ્છા કરે તેને પ્રાપ્ત કરતાં શ્રીને મુશ્કેલી નડતી નથી એ કાલિદાસનું વચન ખરું પડ્યું છે.'

'શ્રી જોડાઇ શી રીતે ગઈ તે સમજાયું નહિ.'

સાધારણ બુદ્ધિથી એ વિષય સાન્ત અને અભ્રાન્ત સમજાય તેમ નથી. કારણ કે, અસાધારણ બુદ્ધિથી જ તમારા ઉપર અનુગ્રહ કરી હું થોડુંઘણું નિરૂપણ કરું છું. આપણી સભાના ઠરાવને અનુસરી "શ્રીયુત ગોદડચંદ" એ શબ્દોથી મારા નામનો ઉચ્ચાર કરતાં "શ્રી" અને "ગોદડચંદ" વચ્ચે "યુત"નું મહાસાગર જેટલું વિશાળ અન્તર રહે છે. વસ્તુ જેમ ઉત્તમ અને સારભૂત થાય તેમ અર્ક પેઠે પાતળી અને સૂક્ષ્મ થાય છે એ ન્યાય પ્રમાણે "શ્રીયુત" કરતાં "શ્રીયુત્" વધારે ઉત્તમતા અને સારભૂતતાનું ચિહ્ન છે એ ખરું છે, પણ, વધારે વિચાર કરતાં મને લાગ્યું છે કે મારી ઉત્તમતા અને સારભૂતતા દર્શાવવા "શ્રીયુત્" પદ પર્યાપ્ત નથી, અને ઉપર કહેલું અન્તર તો એથી માત્ર "અ" જેટલું જ ઘટે છે. "શ્રીગોદડચંદ" કહેતાં "શ્રી"

મારી વધારે નજીક આવે એ ખરું, પણ ઊંડું મનન, ધ્યાન અને નિદિધ્યાસન કરતાં જણાય છે કે એથી ફક્ત "શ્રી" અને "ગો" નિકટ આવે છે અને આખા "ગોડદચંદ"થી તો "શ્રી" છેટે રહે છે. મારા અન્તર્ભાગ પાસે "શ્રી"ને મૂકવા સારુ "ગોદડશ્રીચંદ" એવો પ્રયોગ કરી "શ્રી"ને મધ્યમાં મૂકવાની મેં ધારણા કરેલી, પણ તેથી માત્ર "શ્રી"નું "ડ" અને "ચ" સાથે સામીપ્ય થાય, અને "ગોદડચંદ"થી તો "શ્રી" આઘી જ રહે, એવી કલ્પના થતાં એ ધારણા મેં છોડી દીધેલી. આ ગુંચવાડાથી નિરાશ થઈ હું માત્ર "શ્રીયુત" થવાના અભિલાષમાં પર્યાપ્તિ માની અટક્યો હતો, એવામાં એકાએક 'પોતે'ની શોધનો ઉદય થયો, અને, મધ્ય-રાત્રે ચંદ્રોદય થવાથી અંધકાર નિરસ્ત થઈ જાય તેમ આ "પોતે"ની શોધનો ઉદય થવાથી સર્વ નિરાશા નિરસ્ત થઇ ગઇ.'

'"પોતેની શોધનો ઉદય"? એ કોઈ વિચિત્ર શોધ જણાય છે!'

"માત્ર વિચિત્ર જ નહિ, પણ વિલક્ષણ, વિશિષ્ટ, વિશસ્ત, વિશ્રુત, વિખ્યાત, વિવૃદ્ધ, વિસ્તીર્ણ, વિશાલ, વિ—અનેકાનેક.'

'આપ ઉલ્લાસપૂર્ણ થયા છો!'

'તેનું કારણ તો એ જ છે કે હું ઉલ્લાસથી પૂર્ણ થયો છું અને, આવી અદ્દભુત પ્રાપ્તિ થઈ હોય ત્યાં ઉલ્લાસ સિવાય બીજી માનસિક સ્થિતિ વર્તમાન હોય તો ચિત્ત સ્વસ્થ ગણાય? એ શોધ એવી અમૂલ્ય છે કે "શ્રીયુત" પદ મેળવવા સારુ તેના બદલામાં એ શોધ આપી દેવા હું ઇચ્છતો નથી. આપણી સભાની પ્રતિષ્ઠાને હાનિ થતી ન હોય તો હું હવે "શ્રીયુત" થવાની અપેક્ષા ધરાવું જ નહિ, કારણ કે, એથી વધારે ભવ્ય પ્રકારે પોતે શ્રી સાથે સંબદ્ધ થયા છે."

'"પોતે" અને "શ્રી"નો એ સંબંધ આપે હજુ સમજાવ્યો નથી.'

'શ્રિયા દુરાપઃ કથમીપ્સિતો ભવેત્ । હાલના સમયમાં કેટલા બધા લોકો શ્રીની પ્રાપ્તિ માટે વલખાં મારી રહ્યા છે અને શ્રીને પોતાની તરફ લાવવા સારુ પોતાની જેમ બને તેમ પાસે "શ્રી" શબ્દ લખવા લાગ્યા છે એ નિરીક્ષણ કરતાં શ્રી કેવી હઠીલી છે એમ પોતાને કલ્પના થતી હતી. એવામાં એકાએક શ્રીએ જ કૃપા કરી અને પોતાના અર્થાત્ મારા નામને પણ ખસેડી નાખી એવી સર્વ ઉપાધિઓને દૂર કરી મારું અન્તઃસ્વરૂપ ઊંડાણમાંથી ખોળી કાઢી શ્રી મારા ખરેખરા "હું" સાથે અર્થાત્ પોતે સાથે જોડાઈ ગઈ છે, અને, હવે હું પોતેશ્રી થઈ ગયો છું.'

'પોતેશ્રી ? કેવું અદ્‌ભુત !'

'એ જ માટે કહું છું કે શ્રી જેની પાસે જવાની ઇચ્છા કરે તેને પ્રાપ્ત કરતાં શ્રીને મુશ્કેલી નડતી નથી એ કાલિદાસનું વચન ખરું પડ્યું છે.'

'શ્રી જોડાઇ શી રીતે ગઈ તે સમજાયું નહિ.'

સાધારણ બુદ્ધિથી એ વિષય સાન્ત અને અભ્રાન્ત સમજાય તેમ નથી. કારણ કે, અસાધારણ બુદ્ધિથી જ તમારા ઉપર અનુગ્રહ કરી હું થોડુંઘણું નિરૂપણ કરું છું. આપણી સભાના ઠરાવને અનુસરી "શ્રીયુત ગોદડચંદ" એ શબ્દોથી મારા નામનો ઉચ્ચાર કરતાં "શ્રી" અને "ગોદડચંદ" વચ્ચે "યુત"નું મહાસાગર જેટલું વિશાળ અન્તર રહે છે. વસ્તુ જેમ ઉત્તમ અને સારભૂત થાય તેમ અર્ક પેઠે પાતળી અને સૂક્ષ્મ થાય છે એ ન્યાય પ્રમાણે "શ્રીયુત" કરતાં "શ્રીયુત્" વધારે ઉત્તમતા અને સારભૂતતાનું ચિહ્ન છે એ ખરું છે, પણ, વધારે વિચાર કરતાં મને લાગ્યું છે કે મારી ઉત્તમતા અને સારભૂતતા દર્શાવવા "શ્રીયુત્" પદ પર્યાપ્ત નથી, અને ઉપર કહેલું અન્તર તો એથી માત્ર "અ" જેટલું જ ઘટે છે. "શ્રીગોદડચંદ" કહેતાં "શ્રી"

મારી વધારે નજીક આવે એ ખરું, પણ ઊંડું મનન, ધ્યાન અને નિદિધ્યાસન કરતાં જણાય છે કે એથી ફક્ત “શ્રી” અને “ગો” નિકટ આવે છે અને આખા “ ગોદડચંદ ”થી તો “શ્રી” છેટે રહે છે. મારા અન્તર્ભાગ પાસે “શ્રી ”ને મૂકવા સારુ “ ગોદડશ્રીચંદ ” એવો પ્રયોગ કરી “ શ્રી ”ને મધ્યમાં મૂકવાની મેં ધારણા કરેલી, પણ તેથી માત્ર “ શ્રી ”નું “ ડ ” અને “ ચ ” સાથે સામીપ્ય થાય, અને “ગોદડચંદ”થી તો “ શ્રી ” આઘી જ રહે, એવી કલ્પના થતાં એ ધારણા મેં છોડી દીધેલી. આ ગુંચવાડાથી નિરાશ થઈ હું માત્ર “ શ્રીયુત” થવાના અભિલાષમાં પર્યાપ્તિ માની અટક્યો હતો, એવામાં એકાએક “પોતે”ની શોધનો ઉદય થયો, અને, મધ્ય-રાત્રે ચંદ્રોદય થવાથી અંધકાર નિરસ્ત થઈ જાય તેમ આ “પોતે”ની શોધનો ઉદય થવાથી સર્વ નિરાશા નિરસ્ત થઇ ગઇ.’

‘ “ પોતેની શોધનો ઉદય ” ? એ કાંઈ વિચિત્ર શોધ જણાય છે !’

“ માત્ર વિચિત્ર જ નહિ, પણ વિલક્ષણ, વિશિષ્ટ, વિશસ્ત, વિશ્રુત, વિખ્યાત, વિવૃદ્ધ, વિસ્તીર્ણ, વિશાલ, વિ—અનેકાનેક.’

‘ આપ ઉલ્લાસપૂર્ણ થયા છો !’

‘ તેનું કારણ તો એ જ છે કે હું ઉલ્લાસથી પૂર્ણ થયો છું અને, આવી અદ્‌ભુત પ્રાપ્તિ થઈ હોય ત્યાં ઉલ્લાસ સિવાય બીજી માનસિક સ્થિતિ વર્તમાન હોય તો ચિત્ત સ્વસ્થ ગણાય ? એ શોધ એવી અમૂલ્ય છે કે “ શ્રીયુત ” પદ મેળવવા સારુ તેના બદલામાં એ શોધ આપી દેવા હું ઇચ્છતો નથી. આપણી સભાની પ્રતિષ્ઠાને હાનિ થતી ન હોય તો હું હવે “ શ્રીયુત ” થવાની અપેક્ષા ધરાવું જ નહિ, કારણ કે, એથી વધારે ભવ્ય પ્રકારે પોતે શ્રી સાથે સંબદ્ધ થયા છે.”

‘ “ પોતે ” અને “શ્રી”નો એ સંબંધ આપે હજુ સમજાવ્યો નથી

'અને પોતાને જ ક્યાં સુધી એ સંબંધ સમજાયો નહોતો. પ્રથમ તો પોતાને એટલું જ સમજાયું કે "પોતા"ની શોધ તે શોધ છે, પછી કેટલેક કાળે સમજાયું કે એ શોધ ઘણી મહાન છે. પછી કેટલેક કાળે સમજાયું કે એ શોધનો "શ્રી" સાથે કંઈક સંબંધ છે. એ સંબંધનું રહસ્ય કેટલાક કાળ સુધી પોતાની આગળ સ્પષ્ટ થયેલું નહિ, અને "શ્રીયુત પોતે" પદ વાપરવું કે "પોતેશ્રી" પદ વાપરવું એ શંકાના સંદેહના સંશયની ભ્રાન્તિ કેટલાક કાળ સુધી પ્રવર્તમાન રહી. અન્તે આખરે અને છેવટે એ વાત સમજાઈ કે શ્રીએ નજીકમાં નજીક અને નિકટમાં નિકટ આવવા સારુ "ગોદડચંદ" રૂપી ખોખું કાઢી નાખ્યું છે અને એ ખોખાની અંદર રહેલા ખરેખરા અધિષ્ઠાનને બહાર કાઢી શ્રીએ તેમને "પોતે" રૂપે પ્રકટ કર્યા છે અને તેમની સાથે જોડાઈ "પોતેશ્રી" પદ ઉપજાવ્યું છે.'

'"શ્રીપોતે" એવું પદ કેમ ઉપજાવ્યું નહિ હોય?'

'વિનય ખાતર શ્રી પોતાને પાછળ મૂકે છે. તેમ જ વળી, શ્રીનો એવો ધર્મ છે કે કોઈ આધાર હોય તો જ શ્રી સ્થાપિત થઈ શકે છે. "પોતે"નો આધાર સ્થપાયા વિના શ્રી પહેલી શી રીતે સ્થાપિત થાય?'

'"પોતેશ્રી" કરતાં "હુંશ્રી' પદ વધારે સુઘટિત ન થાય? "ગોદડચંદ"ના ખોખામાં નિવાસ કરનારો ખરેખરો તો "હું" છે.'

'"પોતેશ્રી" વધારે શોભાયમાન અને રોનકદાર છે. વળી, બીજાઓ મારે માટે "પોતેશ્રી" પદ વાપરી શકે તેમ "હુંશ્રી" પદ વાપરી શકે નહિ. માટે, "પોતેશ્રી"ની સ્થાપનાને દૃઢ રહેવા દઈ એ છોડનો વિકાસ કરવો જોઈએ.'

'વિકાસનો કોઈ માર્ગ આપના ખ્યાલમાં આવ્યો છે?'

'એક માર્ગ તો એ છે કે શબ્દો સાથે "શ્રી"નો પ્રત્યક્ષ તથા

અન્તર વગરનો સંબંધ કરવો જોઈએ. પત્રવ્યવહારમાં કાગળને મથાળે "શ્રી" લખવામાં આવે છે તેથી કાગળના લખાણથી શ્રી બહુ દૂર રહે છે અને કાગળમાં ઘણી જૂજ શ્રી સંક્રાન્ત થાય છે. 'શ્રી"ની જોડે "૧।" લખ્યાથી એ જૂજ શ્રી માત્ર સવાગણી થાય છે. પણ આ માર્ગે હજારગણી શ્રી પ્રાપ્ત થાય તેમ છે.'

'શા રીતે?'

'ઉદાહરણાર્થ, "તમારોશ્રી ગઈશ્રી કાલનોશ્રી કાગળશ્રી પહોંચ્યોશ્રી છેશ્રી. તેશ્રી વાંચીશ્રી હકીકતશ્રી જાણીશ્રી. બીજુંશ્રી, તમેશ્રી, છીંકણીશ્રી મંગાવીશ્રી તેશ્રી સારીશ્રી જોઈશ્રી મોકલીશુંશ્રી." '

'આ તો અપૂર્વ ચમત્કાર છે!'

'વળી, તમારા હાથમાં આ વર્તમાનપત્ર છે તે આખું આ રીતે શ્રીમય થઈ શકે. એમાંનો આ એક ફકરો લો અને તે ઉપર શ્રીનો પ્રયોગ કરો: "આશ્રી ગામમાંશ્રી હાલશ્રી ઘણાંશ્રી કૂતરાંશ્રી હડખાયાંશ્રી થાયશ્રી છેશ્રી. પરમશ્રી દહાડેશ્રી એકશ્રી ગધેડુંશ્રી બજારમાંશ્રી ફરતુંશ્રી હતુંશ્રી તેવામાંશ્રી એવુંશ્રી કૂતરુંશ્રી તેનેશ્રી કરડયુંશ્રી. તેશ્રી પરથીશ્રી તેશ્રી ગધેડુંશ્રી હોંચીશ્રી હોંચીશ્રી કરતુંશ્રી બજારમાંશ્રી દોડવાશ્રી લાગ્યુંશ્રી." '

'આવી ગંજાવર અને ભયંકર શોધ આપે કરી છે તેથી આપનું જીવન કૃતકૃત્ય થઈ ગયું છે. હવે બીજી શોધ માટે આપે શા માટે પ્રયાસ કરવો જોઈએ?'

'મિત્રોની દૃષ્ટિએ આ શોધ ગંજાવર છે, અને શત્રુની દૃષ્ટિએ આ શોધ ભયંકર છે એમ તમારાં વચનનું તાત્પર્ય પોતેશ્રી સમજે છે, અને તે વચન યથાર્થ છે. પરંતુ, હાલ તો પોતેશ્રી એ શોધ પોતેશ્રીની પાસે જ રાખવા ધારે છે. સભા માટે પોતેશ્રી બીજી શોધ શોધી કાઢશે.'

# પ્રકરણ બીજું

## પ્રકાશક

ગોદડચંદ અને ફોગટચંદ સંભાષણ આગળ ચલાવવા માટે વિષયની શોધમાં હતા, અને, દશે દિશા તરફ દૃષ્ટિ કરતા ઊભા હતા, એવામાં શ્રીયુત ઉકરડાચંદ આવી પહોંચ્યા. મુખમુદ્રા ઉપરથી એ શ્રીયુત કાંઈ ઉશ્કેરાયેલા જણાતા હતા. બંને શ્રીયુત તરફ આશ્ચર્ય-ભરેલી દૃષ્ટિ કરી એમણે પૂછ્યું,

'તમે નથી આવતા ?'

'ક્યાં ?' એવો ઉદ્ગાર બન્ને શ્રીયુતનાં જરૂર કરતાં જરા વધારે પહોળાં થયેલાં મુખમાંથી સામટો નીકળી ગયો.

'શ્રીયુત ફોગટચંદના હાથમાં આ "અફવા સમાચાર" પત્ર છે તો પણ એમાંની એ જાહેર ખબર તમે વાંચી નથી ?'

અજ્ઞાન નહિ જણાવવાનો પોતેશ્રીએ પ્રયત્ન કરી જોયો, અને, ચહેરો ગંભીર રાખી પોતે બોલ્યા,

પ્રકાશક

'હડખાયા કૂતરાની તો દેશાવરથી આવેલી ખબર છે; જાહેર ખબર નથી.'

'શોધમાં ને શોધમાં હડખાયા કૂતરા પાછળ જતાં આપે આ મોટા કાળા અક્ષરથી છાપેલી ઢંઢેરા સરખી જાહેર ખબરની અવગણના કરેલી જણાય છે,' એમ કહી શ્રીયુત ઉકરડાચંદે શ્રીયુત ફોગટચંદના હાથમાંથી "અક્કલ સમાચાર" ઝુંટાવી લઈ તેમાંની જાહેર ખબર તેમના નાક પાસે ધરી.

કેટલાંક કારણોને લીધે શ્રીયુત ફોગટચંદ નાક વડે વાંચી શક્યા નહિ અને જાહેર ખબર પર પોતાની આંખો ગોઠવવા પાછા હઠવા લાગ્યા. પણ એ ક્રિયા પૂરી થઈ રહે તે પહેલાં શ્રીયુત ઉકરડાચંદે વર્તમાનપત્ર પોતાની તરફ ખેંચી લીધું અને પોતે જ મોટેથી વાંચ્યુંઃ

જોઇએ છે.

**આ પત્રના સારુ એક પ્રકાશક જોઇએ છે. બધી જાતના પ્રકાશ કરી શકે એવા માણસની જરૂર છે. તે બુદ્ધિમાન નહિ હશે તો ચાલશે, પણ પોતાને બુદ્ધિમાન માનતો હોવો જોઈએ. લાયકાત પ્રમાણે કે કોઇ પણ ધોરણ પ્રમાણે અમે પગાર આપવા બંધાતા નથી. આ પત્રની ઑફિસમાં ઉમેદવારોએ આજે સાંજે પાંચ વાગે અધિપતિને મળવું.**

બંને શ્રીયુતને આશ્ચર્યથી પ્રાપ્ત થયેલી સ્તબ્ધતા ઓછી થવાની વાર ન જોતાં શ્રીયુત ઉકરડાચંદે વર્તમાનપત્ર શ્રીયુત ફોગટચંદના જડ હાથ પાસે પાછું ઝલાવ્યું અને પછી કહ્યું,

'આ નોકરી કે પગાર માટે આપણે ઈંતેજાર નથી. પણ, આ પ્રસંગે શોધ કરવાની બહુ સારી તક મળશે. પાંચ કદાચ આપણને પૂછ્યા વિના પણ વાગે.'

પોતેશ્રીએ અધીરા થઈ ઉકરડાચંદને પૂછ્યું, 'ટૂંકામાં ટૂંકો રસ્તો કયો છે ?'

'દોડવું એ સહુથી ટૂંકો રસ્તો છે.'

મોટા માણસો દોડ્યા એમ કહેવું એ લાજિમ નથી, પણ ત્રણે શ્રીયુત દોડ્યા એ વાત ખરી છે.

'અફવા સમાચાર'ની ઑફિસના બારણા આગળ શ્રીયુત કચરાચંદ, શ્રીયુત કાદવચંદ, શ્રીયુત પુંજાચંદ, શ્રીયુત અમથાચંદ અને બીજા ઉમેદવારો ઊભા હતા, તેમની સાથે અથડાયા અને તેમણે ઝાલી લીધા ત્યાં સુધી દોડતા ત્રણ શ્રીયુતોમાંથી કોઈ અટક્યું નહિ. બારણા આગળ ઊભેલા મંડળમાં એ રીતે પડેલું ભંગાણ શમ્યા પછી અંદર દાખલ થવા વિશે મસલત ચાલી. કેટલાકનું માનવું એવું હતું કે ઉમેદવારોને બોલાવવા ઑફિસમાંથી કોઈ બહાર આવશે. કેટલાકનું માનવું એવું હતું કે ઑફિસના માળ પરની બારીએ આવી કોઈ ઉમેદવારોને અંદર બોલાવશે. કેટલાકનું માનવું એવું હતું કે ઉમેદવારોને દાખલ થવા માટે ઘંટ વાગશે. એવી ઘણી કલ્પનાઓ થઈ પણ તેમાંથી એક ખરી પડી નહિ. પાંચ વાગી ગયા હતા અને ક્યાં સુધી વાટ જોવી તે સમજાયું નહિ. તેથી આખરે વિચાર કરવા ગૂફી દઈ ઉમેદવારમંડળ હલ્લો કરી ઑફિસની અંદર પેઠું.

ઑફિસમાં દાખલ થતાં એકદમ આવકારના ધ્વનિ ઊઠશે એવી કેટલાક ઉમેદવારોની કલ્પના હતી, પણ, તે પણ ખરી પડી નહિ. નીચું જોઈ બીબાં ગોઠવવામાં ગૂંથાયેલા કંપોઝીટરોમાંથી કેટલાકે ઊંચું જોઈ ઉમેદવારોના ઝોલા તરફ ક્ષણભર આશ્ચર્યભરેલી દૃષ્ટિ કરી, પણ તરત પાછા તેઓ પોતાના કામમાં પ્રવૃત્ત થઈ ગયા. છાપખાનાના સંચા ચલાવનારા, સંચા પર શાહીના રોલર ફેરવનારા, છપાયેલા કાગળની થોકડીઓ કરનારા વગેરે કારીગરો પાસે થઈને

ઉમેદવારો ચક્કર ફર્યા પણ, કોઈએ તેમને એક શબ્દ કહ્યો નહિ. અને કોઈએ સંભાષણ કરવાની વૃત્તિ બતાવી નહિ. કોઈએ લેખવ્યા નહિ તેથી ઉમેદવારો મુંઝાયા, પણ, આખરે શ્રીયુત પોતેશ્રી અગ્રણી થઈ એક કારીગર પાસે ગયા અને પૂછ્યું,

'આજની જાહેર ખબર—'

'જાહેર ખબર માટે મળવું હોય તો મેનેજરને મળો,' એમ બોલી તેણે નીચું જોઈ પોતાનું કામ ચાલુ કર્યું.

બીજા કારીગર પાસે જઈ, પોતેશ્રીએ પૂછ્યું,

'મેનેજર ક્યાં હશે?'

કારીગરે ઊંચું માથું કર્યા વિના આંગળી બતાવી, પણ દશ દિશામાંથી કઈ દિશામાં આંગળીનો નિર્દેશ હતો તે સમજી શકાય તેમ નહોતું, તેથી ત્રીજા કારીગર પાસે જઈ પોતેશ્રીએ પૂછ્યું,

'મેનેજર સાહેબની ઑફિસ ક્યાં છે?'

'ઉપર. એટલું જાણતા નથી!'

તોછડા જવાબથી શ્રીયુત પોતેશ્રી કાંઈક નિસ્તેજ થયા, પણ, ગુંચવાડામાંથી છૂટયા એટલો સંતોષ માની દાદર પર ચડયા, અને, ઉમેદવારોનું ટોળું તેમની પાછળ ચડ્યું.

દાદરને મથાળે પહોંચી ઉમેદવારો એકઠા થયા અને માળ ઉપરના ખંડમાં ઊભા રહ્યા. ખંડમાં દેવદારની પેટીઓનાં ભાગેલાં ખોખાંના ગોઠવ્યા વિનાના ઢગલા પડેલા હતા તે વચ્ચે નજર કરી બીજી કાંઈ વસતી છે કે કેમ તેની પોતેશ્રી તપાસ કરતા હતા. એવામાં એક ઢગલા પાછળથી એક માણસ બોલી ઊઠયો,

'આ ધાડ શાની આવી?'

ભોંયતળિયે મળેલો નિઃશબ્દ આવકાર સારો કે આ સશબ્દ

'તમારે માટે કોચ ને ગાલીચા પથરાવીએ ? આ ખોખા નાખીને એ પર બેસો. જોઈએ, ખોખાની બેઠક બનાવતાં કોને આવડે છે ? એ પણ હુન્નર છે. સમજ પડી કેની ?'

દેવદારની પેટીઓનાં ખોખાં ગોઠવવાની પરીક્ષા આપવી એ પોતેશ્રીને અને બીજા શ્રીયુત ઉમેદવારોને અણઘટતું લાગ્યું; પણ, શોધમાં નીકળેલા મહાપુરુષો માન કે પદવી માટે અટકતા નથી એ સૂત્ર લક્ષમાં લઈ બધા શ્રીયુત બીજા ઉમેદવારો સાથે ખોખા ઉથામવામાં સામેલ થઇ ગયા. ઢગલામાંથી ખોખાં ખેંચી કાઢયા પછી પણ તેની સગવડ ભરેલી બેઠક બનાવવી એ સહેલું નહોતું. બેઠા પછી ખોખાં ડગડગે નહિ એમ ગોઠવતાં ઉપરના ભાગમાં ભાંગેલાં પાટિયાં આવતાં હતાં, અને ભાંગેલા પાટિયાં ઉપરના ભાગમાં ન આવે એમ ગોઠવતાં ખોખાં ડગમગતાં હતાં. વાગે એવી રીતે બહાર નીકળતા ચાપડા અને ખીલાનો ઉપદ્રવ તો તે ઉપરાંત જુદો હતો. વાંસલા, રંદા અને આરી હાજર હોત તો પણ ઉમેદવારોમાંથી કોઈક જ તેનો ઉપયોગ કરી શકત. પરંતુ સુભાગ્યે સહુને પોતાની બુદ્ધિ પર શ્રદ્ધા હતી, અને, બુદ્ધિમાન પુરુષો પોતાની બુદ્ધિ આગળ ઓજારોને તુચ્છ ગણે છે, તેથી, ખોખાં આડાં, અવળાં, ઊભાં ગમે તેમ નાખીને ઉમેદવારો તે પર બેસી ગયા. તેમને એ કળામાં પ્રવૃત્તિ કરનાર પોતાના માટે કુંગડાના બારણાવાળી ઓરડીમાંથી ખુરશી ઘસડી લાવ્યો અને ઉમેદવારોની સામે નાખી તે પર બેઠો.

'તમને આ પેપરના અધિપતિએ બોલાવ્યા છે તો અધિપતિ હું જ છું. સમજ પડી કેની? તમે પેપરના મેનેજરખોળો છો તો મેનેજર હું જ છું. સમજ પડી કેની? તમારે છાપખાનાના સુપ્રિન્ટેન્ડન્ટનું કામ હોય તો સુપ્રિન્ટેન્ડન્ટ હું જ છું. સમજ પડી કેની? તમે પ્રેસના માલિકને મળવા આવ્યા હો તો માલિક હું જ છું. સમજ પડી કેની? જે વખતે જે હોદ્દાની જરૂર ઊભી થાય છે તે વખતે તે હોદ્દો હું ધારણ કરું છું. સમજ પડી કેની? ચંદુલાલ! ખરું કેની?'

ચંદુલાલના કપાળ ઉપર તેમની પોતાની બુદ્ધિશક્તિના ચઢિયાતાપણા માટે સંતોષ દર્શાવનારું તલેયું ચડેલું હતું. ગર્વ થોડો ઢંકાય અને થોડો પ્રકટ થાય એવી રીતે ગરદન ઊંચી કરી અને આંખો ઝીણી કરી તે બોલ્યા,

'એ લોકોને એમ સમજ નહિ પડે. એમને એમ કહોની કે મેકનો એક અમલદાર કામના સ્વરૂપ પ્રમાણે કલેકટર થાય છે ક્યાં તો ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ થાય છે ક્યાં તો ડિસ્ટ્રિક્ટ રજીસ્ટ્રાર થાય છે ક્યાં તો મ્યુનિસિપાલિટીનો કે લોકલબૉર્ડનો પ્રેસિડન્ટ થાય છે. એ લોકો જાહેર ખબર છપાવવા આવ્યા છે એમ સમજી હેઠળથી કોઈએ મેનેજર પાસે મોકલ્યા તેટલું પણ એ લોકો સમજ્યા નહિ. હેઠળવાળા પણ સમજ્યા નહિ કે આ શું જાહેર ખબર છપાવવાના હતા. જાહેર ખબર છપાવવા આવનારનાં તો મોઢાં જ જુદાં હોય છે.'

ચંદુલાલના છેલ્લા વાક્યથી ઉમેદવારોના મુખ પર થયેલી ગ્લાનિની દરકાર ન કરતાં અધિપતિની પદવીથી શરૂ થતા તમામ હોદ્દા ધારણ કરનાર ગૃહસ્થ ઉમેદવારો તરફ ફરીને બોલ્યા,

'તમારે માટે કોચ ને ગાલીચા પથરાવીએ ? આ ખોખા નાખીને એ પર બેસો. જોઈએ, ખોખાંની બેઠક બનાવતાં કોને આવડે છે ? એ પણ હુન્નર છે. સમજ પડી કની ?'

દેવદારની પેટીઓનાં ખોખાં ગોઠવવાની પરીક્ષા આપવી એ પોતેશ્રીને અને બીજા શ્રીયુત ઉમેદવારોને અણઘટતું લાગ્યું; પણ, શોધમાં નીકળેલા મહાપુરુષો માન કે પદવી માટે અટકતા નથી એ સૂત્ર લક્ષમાં લઈ બધા શ્રીયુત બીજા ઉમેદવારો સાથે ખોખાં ઉથામવામાં સામેલ થઇ ગયા. ઢગલામાંથી ખોખાં ખેંચી કાઢયા પછી પણ તેની સગવડ ભરેલી બેઠક બનાવવી એ સહેલું નહોતું. બેઠા પછી ખોખા ડગડગે નહિ એમ ગોઠવતાં ઉપરના ભાગમાં ભાંગેલાં પાટિયાં આવતાં હતાં, અને ભાંગેલાં પાટિયાં ઉપરના ભાગમાં ન આવે એમ ગોઠવતાં ખોખાં ડગમગતાં હતાં. વાગે એવી રીતે બહાર નીકળતા ચાપડા અને ખીલાનો ઉપદ્રવ તો તે ઉપરાંત જુદો હતો. વાંસલા, રંદા અને આરી હાજર હોત તો પણ ઉમેદવારોમાંથી કોઈક જ તેનો ઉપયોગ કરી શકત. પરંતુ સુભાગ્યે સહુને પોતાની બુદ્ધિ પર શ્રદ્ધા હતી, અને, બુદ્ધિમાન પુરુષો પોતાની બુદ્ધિ આગળ ઓજારોને તુચ્છ ગણે છે, તેથી, ખોખાં આડાં, અવળાં, ઊભાં ગમે તેમ નાખીને ઉમેદવારો તે પર બેસી ગયા. તેમને એ કળામાં પ્રવૃત્તિ કરનાર પોતાના માટે લુગડાના બારણાવાળી ઓરડીમાંથી ખુરશી ઘસડી લાવ્યો અને ઉમેદવારોની સામે આવી તે પર બેઠો.

એક પછી એક બધા ઉમેદવારોના મોં પર તેણે દૃષ્ટિ કરી, અને, તેમનાં કપાળ, આંખો, નાક, હોઠ, કાન, સહુ પર નજર ફેરવી દરેક ઉમેદવારના ચહેરાની તપાસને અંતે જુદી જુદી રીતે પોતાનું મોં બગાડયું, આંખો સાંકડી–પહોળી કરી અને ડોકું ધુણાવ્યું. એ વ્યંગ્યાર્થ ભરેલી ક્રિયા પૂરી કરી રહી તે બોલ્યો,

પ્રકાશક

' તમને આ પેપરના અધિપતિએ બોલાવ્યા છે તો અધિપતિ હું જ છું. સમજ પડી કેની ? તમે પેપરના મેનેજર ખોળો છો તો મેનેજર હું જ છું. સમજ પડી કેની ? તમારે છાપખાનાના સુપ્રિ-ન્ટેન્ડન્ટનું કામ હોય તો સુપ્રિન્ટેન્ડન્ટ હું જ છું. સમજ પડી કેની ? તમે પ્રેસના માલિકને મળવા આવ્યા હો તો માલિક હું જ છું. સમજ પડી કેની ? જે વખતે જે હોદ્દાની જરૂર ઊભી થાય છે તે વખતે તે હોદ્દો હું ધારણ કરું છું. સમજ પડી કેની ? ચંદુ-લાલ ! ખરું કેની ? '

ચંદુલાલના કપાળ ઉપર તેમની પોતાની બુદ્ધિશક્તિના ચઢિ-ાતાપણા માટે સંતોષ દર્શાવનારું તલૈયું ચડેલું હતું. ગર્વ થોડો ઢંકાય અને થોડો પ્રકટ થાય એવી રીતે ગરદન ઊંચી કરી અને આંખો ઝીણી કરી તે બોલ્યા,

' એ લોકોને એમ સમજ નહિ પડે. એમને એમ કહોની કે એકનો એક અમલદાર કામના સ્વરૂપ પ્રમાણે કલેકટર થાય છે ઈયા તો ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટ થાય છે ઈયા તો ડિસ્ટ્રિકટ રજીસ્ટ્રાર થાય છે ઈયા તો મ્યુનિસિપાલિટીનો કે લોકલબૉર્ડનો પ્રેસિડન્ટ થાય છે. એ લોકો જાહેર ખબર છપાવવા આવ્યા છે એમ સમજી હેઠળથી કોઈએ મેનેજર પાસે મોકલ્યા તેટલું પણ એ લોકો સમજ્યા નહિ. હેઠળવાળા પણ સમજ્યા નહિ કે આ શું જાહેર ખબર છપાવવાના હતા. જાહેર ખબર છપાવવા આવનારનાં તો મોઢાં જ જુદાં હોય છે.'

ચંદુલાલના છેલ્લા વાક્યથી ઉમેદવારોના મુખ પર થયેલી ાનિની દરકાર ન કરતાં અધિપતિની પદવીથી શરૂ થતા તમામ ાદ્દા ધારણ કરનાર ગૃહસ્થ ઉમેદવારો તરફ ફરીને બોલ્યા,

'ચંદુલાલ ખરું કહે છે. સમજ પડી કેની? રાજ ચલાવવા જેટલી હિકમત પેપર ચલાવવામાં જોઈએ છે. પેપરમાં છપાયેલા લખાણથી બદનક્ષી થવાની તકરાર કરવા કોઈ મેનેજરને પૂછતો આવે તો હું કહું કે અધિપતિ પાસે જાઓ. સમજ પડી કેની? કરાર મુજબ જાહેર ખબર નહિ છપાયાનો ખુલાસો માગવા કોઈ અધિપતિને પૂછતો આવે તો હું કહું કે મેનેજર પાસે જાઓ. સમજ પડી કેની? બીજા છાપખાનામાંથી નાસી આવેલા કંપોઝીટરોને બોલાવવા કોઈ પ્રેસના માલિકને પૂછતો આવે તો હું કહું કે સુપ્રિન્ટેન્ડન્ટ પાસે જાઓ. સમજ પડી કેની? છાપખાના માટે લીધેલા કાગળના પૈસા લેવા કોઇ સુપ્રિન્ટેન્ડન્ટને પૂછતો આવે તો હું કહું કે પ્રેસના માલિક પાસે જાઓ. સમજ પડી કેની? એવી તરકીબ કરીએ છીએ ત્યારે પેપરનો રોફ રહે છે. સમજ પડી કેની? પણ ઓદ્ધાની અદલાબદલીમાં કોઈ વખત અણીનો વખત આવી જાય છે ને મોભો તૂટી જવાની ધાસ્તી રહે છે, તેથી, ઓઠું કરવાને કામ લાગે એવા માણસની જરૂર છે. સમજ પડી કેની? હું અધિપતિ હોઉં ત્યારે મેનેજર થાય, હું મેનેજર હોઉં ત્યારે અધિપતિ થાય, હું સુપ્રિન્ટેન્ડન્ટ હોઉં ત્યારે માલિક થાય, હું માલિક હોઉં ત્યારે સુપ્રિન્ટેન્ડન્ટ થાય, અને એવો કાંઇ ખપ ન હોય ત્યારે પ્રકાશક થાય એવો માણસ રાખવાનો વિચાર થયો છે. સમજ પડી કેની? એ માટે હોશિયાર માણસની જરૂર નથી. સમજ પડી કેની? હોશિયારીનાં કામ તો ચંદુલાલ અને મગનલાલ કરે છે. સમજ પડી કેની? ચંદુલાલ ઘરાકોમાં ઉઘરાણી કરે છે અને એનો બધો વખત એમાં જાય છે. હોશિયારી વિના ઘરાકો પાસેથી પાઈ પણ વસૂલ આવે? સમજ પડી કેની? અને, મગનલાલ કંપોઝીટરોને કામ વહેંચી આપે છે. હોશિયારી વિના કંપોઝીટરો કોઈને બદે? સમજ પડી કેની? તેથી પ્રકાશકની જગા માટે તો બોથડ પણ ચાલે. ફક્ત, હું અક્કલમંદ છું એમ પોતાના મનથી તે માનતો હોવો જોઈએ.

'અમારા પેપરના કાગળ ઘૂંટીને ચળકતા કરી શકશો?'

શ્રીયુતમંડળ પ્રતિષ્ઠાહાનિથી વિશેષ ક્રોધાયમાન થતું હતું અને મૌનમાં ગુંચવાતું હતું એવામાં એક બીજા ઉમેદવારની મુખમુદ્રા વાક્ચાતુર્યથી સ્ફુરાયમાન થઈ આવી, અને, તે બોલી ઊઠયો,

'અમે આ બોખાં સળગાવીને પ્રકાશ કરી શકીશું. શું સમજ્યા? અથવા તો તમારું પેપર સળગાવીને પ્રકાશ કરી શકીશું. શું સમજ્યા? આખા ગામમાં દેખાય તેવો પ્રકાશ કરતાં અમને આવડે છે. શું સમજ્યા?'

અધિપતિ મહાશય ચકિત થઈ આભા બની ગયા. ઉમેદવારની ધૃષ્ટતા અને ઉપહાસ પોતાના જ દૃષ્ટાંતથી ઉદ્‌ભવ્યાં છે એમ જણાતાં તેમને તીવ્ર માનભંગનો અનુભવ થવા લાગ્યો. પણ શિથિલ થવાથી હલકા પડાશે એમ સમજી તેમણે હિમ્મતભર્યો દેખાવ ધરી આંખનો પલકારો કરી કહ્યું,

'તું કોઈ ખરેખરો હાંડિયો જણાય છે!'

'હાંડિયા અધિપતિને હાંડિયો પ્રકાશક જ જોઈએ. શું સમજ્યા? હું તમારી નોકરીમાં રહેવા ખુશી છું. શું સમજ્યા? પગાર જોઇએ તે આપજો. શું સમજ્યા? ચંદુલાલ ને મગનલાલથી નહિ થાય તે કામ હું કરીશ. શું સમજ્યા?'

'એટલે?'

'હું કહું છું તે જ. શું સમજ્યા?'

ગુસ્સો શી રીતે કાઢવો તે નહિ જડયાથી અધિપતિ બહુ આકળા બન્યા. અણધાર્યા આઘાતથી તેમની સ્વસ્થતા અને હાસ્યવૃત્તિ નષ્ટ થયાં. વધારે બોલવાથી વધારે અપમાન સહન કરવું

પ્રકાશક

પડશે અને 'શું સમજ્યા'ની વિશેષ ખૂંચતી પુનરાવૃત્તિ સાંભળવી પડશે એ બીતિથી તેઓ મૂંગા થઈ ગયા. આખરે એક ઉપાય જડી આવ્યો. ચંદુલાલ તરફ ફરી તેમણે કહ્યું,

'ચંદુલાલ, તમે આવતી કાલના પેપરમાં એક આર્ટિકલ લખી નાખજો. સમજ્યા—અરે નહિ. તેમાં લખજો કે ગઈ કાલે કેટલાક ભામટાઓ અમારી ઑફિસમાં ચડી આવ્યા હતા. ધોળે દહાડે લૂંટવાનું મળશે એમ ધારી તેઓ આવેલા. પણ તેમાં તેઓ તદ્દન નિરાશ થયા. સમજ પડી—નહિ, નહિ. આખરે—'

'શું અમે જે શ્રીયુત છીએ તેમને પણ તમે ભામટા અને લૂંટારામાં ગણો છો? તમારી ભૂલ થાય છે.' શ્રીયુતમંડળ હવે પોતાની બુદ્ધિ ચંદેલી સમજ થયું હતું તેથી તે મંડળમાંથી શ્રીયુત મુંજચંદ અધિપતિની ભૂલ સુધારવા આ પ્રવૃત્તિ કરી.

'શ્રીયુત એટલે?'

'અમે શ્રીશોધવર્ધક સભાના સભાસદો છીએ અને તેથી શ્રીયુત કહેવાઈએ છીએ.'

બીજી દિશામાં વળવાનો પ્રસંગ આવવાથી અધિપતિને પાછી સ્વસ્થતા પ્રાપ્ત થવા લાગી. અને આંખોમાં ચંચળતા આણી તેમણે પૂછ્યું,

'શ્રીશોધવર્ધક સભા એટલે શ્રીની—પૈસાની શોધ વધારનારી સભા? એટલે તમે ચોરી કરવાની સભા કાઢેલી છે? તમે લૂંટારા નહિ તો કોણ?'

શ્રીયુત મુંજચંદને ઉત્તર દેતા અટકાવી શ્રીયુત પોતેશ્રી બોલ્યા,

'અમે લૂંટારા નહિ તો કોણ? એ પ્રશ્નનો ઉત્તર એ કે અમે

શ્રીયુત છીએ. બીજાઓ ચોરી કરે છે ત્યાં શ્રીયુતો શોધ કરે છે એ અફવા 'અફવા સમાચાર'ને હજી પહોંચી નથી એ ઘણું આશ્ચર્ય-કારક છે, કારણ કે, તે ઘણું નવાઈ ભરેલું છે. શ્રીશોધવર્ધક સભા વિશે તમે અજ્ઞાન જણાઓ છો તેથી અનુમાન થાય છે કે તમે એ વિશે કાંઈ જાણતા નથી. એ મહાપ્રતાપી સભાના શ્રીયુત પોતેશ્રી પ્રમુખ છે, અને, પ્રમુખ તરીકે શ્રીયુત પોતેશ્રીએ એટલે મારે તમને ખબર આપીને તેમ જ માહિતી આપીને તેમ જ નિવેદન કરીને જણાવવું જોઈએ કે એ સભા શ્રીની શોધ નથી કરતી પણ શોધની શોધ કરે છે, અને, એ મહાકાર્યમાં મહાપુરુષો રોકાયેલા છે એ શુભ વૃત્તાન્તનું જગતને વિસ્મરણ ન થાય માટે સભાના નામ સાથે "શ્રી" શબ્દ યોજવામાં તથા લગાડવામાં તથા મૂકવામાં આવે છે અને સભાસદોને "શ્રીયુત" કહેવામાં આવે છે તથા એ પદથી સંબોધવામાં આવે છે તથા એ વિશેષણથી ઓળખવામાં આવે છે. એ યશસ્વી સભાની અને તેના તેથી પણ અધિક યશસ્વી સભાસદોની નિન્દા કરી તમે નિન્દાપાત્ર ન થાઓ માટે તમારું અજ્ઞાન દૂર કરવાના પરોપકારી હેતુથી પોતેશ્રીએ એટલે મેં શ્રમ તથા તસ્દી તથા મહેનત લઈ આ યથાર્થ તથા ઉપયુક્ત તથા ઉપપન્ન વિવેચન કર્યું છે.'

અધિપતિની ચળકતી જમણી આંખ ઉપરથી જણાતું હતું કે તેમણે હુશિયારી ભરેલો ઉત્તર ઘડી કાઢેલો હતો; પણ, તેનો ઉચ્ચાર થાય તે પહેલાં દાદર પર ચઢતા માણસ તરફ તેમનું લક્ષ દોરાયું. તે માણસ ઉપર આવ્યો એટલે અધિપતિએ તેની તરફ જોઈ કંઈ ચિંતાતુરતા દર્શાવી કહ્યું,

'કેમ મગનલાલ! પાછું કાંઈ કંપોઝીટરોનું તોફાન છે કે?'

મેનેજરની ઑફિસ 'ઉપર' હોવાની ખબર કંઈક અપૂર્ણ સત્યતાથી આપનાર તે મગનલાલ હતા એમ ઓળખાણ પડવાથી

શ્રીયુત પોતેશ્રીએ તેમની તરફ મૈત્રીના અભિલાષવાળી દૃષ્ટિ કરી તે મગનલાલે જોઈ, પણ, તે માટે અવગણના પ્રદર્શિત કરી તે અધિપતિ તરફ વળ્યા અને તેમની અશાન્તિ દૂર કરવા પ્રસન્ન આકૃતિ ધારણ કરી બોલ્યા,

'ના રે, કંપોઝીટરોને તો બંદાએ "જો હૂકમ સો કબૂલ" કરેલા છે. આ તો એક ખબરપત્રીએ-સુધારાની હિલચાલનો હેવાલ મોકલ્યો છે તેમાં લખ્યું છે કે તેના ગામમાં સુધારાવાળાની મહેનતથી કૂટાણાં બંધ થયાં છે, ઘરડા ડોસાઓએ નાની છોકરીઓ માટે માગાં કર્યાં તે પાછાં ફર્યાં છે, કન્યાશાળા ઊઘડી છે, ભારે દાપાં આપવાની કેટલાકે ના પાડી છે, એક છોકરાને સિવિલસર્વિસ માટે વિલાયત મોકલ્યો છે, દર લગનગાળે ઘણી નાની છોકરીઓનાં લગ્ન થતાં તેવાં ઘણાં લગ્ન આ સાલ બંધ રહ્યાં છે, અને આ સાટે ગામમાં સુધારાવાળાએ શા શા પ્રયાસ કર્યા તે એ ખબરપત્રીએ ગણાવ્યું છે. એ આપણે છાપવા જેવું નથી એમ મને લાગ્યું તેથી પૂછવા આવ્યો છું.'

'સુધારાથી કાંઇ સારું થયું એવું તે આપણાથી છપાય? સુધારા ઉપર અને સુધારાવાળા ઉપર હૂમલા કરે જઇએ છીએ તેથી તો આપણા ઘરાક જળવાય છે. સમજ—અરે એ તો હું કહેતો હતો કે સમજ પડી—અરે નહિ. એ તો નહિ જ છાપવું.'

'એમાં ખબર લખી છે તે પણ નથી છાપવી?'

'એમાંથી બે ત્રણ વાનાં છાપજો, અને, પછી લખજો કે "જે કામ બહુબોલા સુધારાવાળાથી થઇ શકતાં નથી તે તેમના વગર કેવાં સારાં થાય છે તેનો આ દૃષ્ટિદર્શક દાખલો છે. સુધારા! એક દો તીન, ઊડ જાવ." સમજ—સમજ પડી—અરે એમ નહિ.'

'પણ, એમ છાપ્યા પછી એ ખબરપત્રી કે બીજા કોઇ લખી મોકલશે કે એ કામ તો સુધારાવાળાની મહેનતથી થયું છે તો ?'

'તો તે છાપવાને આપણે કાંઈ બંધાયા છીએ ? જેમને વગોવવામાં આપણા પેપરને ફાયદો હોય તેમના લાભની વાત આવે ત્યારે અખાડા કરવા એ હુન્નર છે. એમાં ખોટું કાંઇ નથી. સમજ—નહિ—સમજ પડી—નહિ નહિ—સમજ પડી કેની ?—અરે નહિ નહિ. મારે કહેવાનું એમ કે સમજ પડી કેની ? અરે નહિ, એ તો એ જ.'

'સમજ પડી કેની ?'—એ વાકયનો ઉદ્ગાર થતો અટકાવવા અથવા ઉદ્ગાર થવા માંડેલો વચમાંથી બંધ કરવા અધિપતિરાજ જેટલી વાર પ્રયત્ન કરતા હતા તેટલી વાર એ વાકયનું 'શું સમજ્યા' એ રૂપાન્તર કરનાર ઉમેદવાર તરફ સાશંક દૃષ્ટિથી જોતા હતા, અને જેમ વધારે રોકાય તેમ વધારે જોરથી ઊપડી આવતા એ ઉદ્ગારોથી પોતાનું માનભંગ થતું જોઈ ગ્લાનિ પામતા હતા. એ ઉદ્ગારોનું જોર વધતું હતું અને આત્મપ્રતિષ્ઠાની હાનિ લંબાવવી એ અસહ્ય લાગતું હતું તેથી ઉમેદવારો તરફ જોઈ તેમણે કહ્યું,

'તમારી પરીક્ષા કરી લીધી. સમજ—સમજ—નહિ. નહિ. જેની જરૂર હશે તેને હવે બોલાવીશું. તમે સહુ જાઓ. સમજ પડી—સમજ પડી—સમજ પડી કેની—સમજ પડી કેની—નહિ, નહિ—સમજ પડી કેની ?'

'અમને બધી સમજ પડી છે. શું સમજ્યા ? તમારે પ્રકાશક જોઈતો હોય તો મને જરૂર બોલાવજો. શું સમજ્યા ? હું તમારું બધું ફૂંકી મૂકીને પ્રકાશ કરી આપીશ. શું સમજ્યા ?' એમ કહી

પ્રકાશક

"હાંડિયા" નું પદ પામેલા ઉમેદવારે જતા જતાં પોતાનુ છેવટનું વેર વાળી લીધું.

અધિપતિરાજ મહાત થઈ ગયા હતા, તેમની આંખોમાં માનભંગ અને રોષ રમી રહ્યાં હતા, પણ, તેઓ એક શબ્દ બોલી શક્યા નહિ. ઉમેદવારો દાદર ઉપરથી ઊતરી ગયા એટલે તેમણે નિવૃત્તિનો નિઃશ્વાસ મૂક્યો.

# પ્રકરણ ત્રીજું

## કંપનીની મીટિંગ

'અફવા સમાચાર'ની ઑફિસમાં મળેલી માહિતી તે શોધ કહેવાય કે કેમ એ વિશે શ્રીયુતોમાં એક મત થઈ શક્યો નહિ. ઘણા ઉજાગરાભરેલા અને તેથી પણ વધારે ઊંઘભરેલા વાદવિવાદ ચલાવ્યા પછી તેમણે નિર્ણય કર્યો કે, 'કિંમતી શોધ' કોને કહેવી તેનો નિર્ણય થાય તે પછી 'શોધ' કોને કહેવી તેનો નિર્ણય કરવો. શ્રીશોધવર્ધક સભા આ બે અતિગહન પ્રશ્નનો નિર્ણય કરે ત્યાં સુધી કઈ માહિતી 'શોધ' કહેવાય અને કઈ 'શોધ' કિંમતી કહેવાય એ નક્કી કરવાનું બાકી રાખવું. અને તે દરમ્યાન શ્રીયુતોએ કિંમતી શોધ માટેના પ્રયાસ ચાલુ રાખવા.

શોધ માટેના છુટાછવાયા શિકાર ચાલતા હતા. તેવામાં શ્રીયુત મંડળને એક મોટો અવસર મળી ગયો. 'The Every Business Doing Company Limited' ('બધા ધંધા કરનારી કંપની, લિમિટેડ')ની વાર્ષિક સામાન્ય સભા મળવાની હતી, તે પ્રસંગ માટે 'વોટ' ઉઘરાવવાનું કામ ચાલતું હતું. કંપનીના એજન્ટ અને તેમના વિરોધી પક્ષની સખત તાણાતાણી ભાગીદારો ઉપર ચાલતી

## કંપનીની મીટિંગ

હતી, અને, ધણી તરફનાં આકર્ષણની સહપ્રવૃત્તિ થવાથી ભાગીદારો વમળમાં આવી જઈ ચક્કાવો ફરતા હતા. જે ભાગીદારો મીટિંગ વખતે વમળના ભ્રમણમાંથી નીકળવાની હિંમત કરી શકે એવા ન હોય તેમને ગેરહાજર રાખી તેમના 'વોટ' 'પ્રોક્સી'થી અપાવવાની યોજના પ્રવર્તિત થઈ, અને વોટના દર કલાકે બદલાતા જતા સમીકરણમાં પ્રોક્સીઓની કિંમત વધી ગઈ. કંપનીનો વહીવટ અને હિસાબ સમજ્યા વિના વોટ આપવા કબૂલ થાય એવા માણસો પ્રોક્સી માટે ખાસ પસંદ થતા હતા, અને એજન્ટના વિરોધી પક્ષે આખા શ્રીયુતમંડળને પ્રોક્સી થવા રોકી લીધું. અલબત્ત, ભાગીદારોની મીટિંગ વખતે શોધ કરવાના પ્રસંગ મળી આવશે એવી ઉમેદથી શ્રીયુતોએ આ માગણી સ્વીકારી હતી; અને, નાણાં લેવાની ના ન પાડી શકાયાથી તેમણે પ્રોક્સી થવાનું કબૂલ કર્યું હતું એ કેવળ જૂઠી નિંદા હતી.

મીટિંગને દિવસે એજન્ટના વિરોધી પક્ષના ચોકીપહેરા નીચે શ્રીયુતમંડળ કંપનીની ઑફિસમાં જઈ પહોંચ્યું. શ્રીયુતોની મુખાકૃતિ પર તીવ્ર જિજ્ઞાસા દીપી રહી હતી, અને તેમની શોધવૃત્તિ તરફ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચાય એવી તેમની ઉત્કંઠા હતી. પરંતુ શ્રીયુતોએ જરા વધારે આગળ પડતી રીતે હાથમાં ઝાલેલી નોટબૂકો અને પેનસિલો સિવાય તેમનાં બીજાં કોઈ ભૂષણ લોકોને આકર્ષક લાગતાં નહોતાં તેથી શ્રીયુતોને આશ્ચર્ય લાગતું હતું.

કેટલાક ભાગીદારો ઑફિસના ઓટલા પર અને કેટલાક ઓટલા નીચે છૂટી જમીનમાં ટોળે વળી મસલત કરતા હતા. તેમની મંત્રણામાં શોધકવૃત્તિથી સામેલ થવા શ્રીયુતોએ પ્રયત્નો કર્યા, પણ ઉત્તેજનને અભાવે તેમની સાથે મૈત્રી બાંધવાના વિચાર મૂકી દેવા પડ્યા.

ઑફિસમાં મીટિંગની બેઠક ગાદીતકિયાની હતી. અર્થાત્, ફક્ત

થોડા માણુસો ગાદીતકિયે બેસે અને બાકીના બધા જાજમ પર બેસે એવી ગોઠવણ હતી. શ્રીયુતોને આશા હતી કે તેમને ગાદીતકિયે બેસાડવાની સૂચના કોઈ કરશે, પણ ઘટતી મુદત વાર જોયા છતાં એવી સૂચના થઈ નહિ, તેથી, જાજમની અવગણના કરવી એ તેમને શોભાભર્યું લાગ્યું નહિ.

એજન્ટના પક્ષની મુખમુદ્રા કાંઈ વિલક્ષણ પ્રકારની જણાશે અને તેમાં શોધ કરવાનાં સ્થાન મળશે એમ શ્રીયુતોની ધારણા હતી તે ખરી પડી નહિ. પણ તેથી શ્રીયુતો નિરાશ થયા નહિ. એજન્ટના પક્ષના કયા માણુસો છે તે ઓળખી કાઢવાનું બને તેમ નહોતું. પણ એજન્ટ અને તેમની જોડે બેઠેલા તેમના સેક્રેટરી અને તેમના સોલિસિટરનું નિરીક્ષણ થઈ શકે તેમ હતું. તેથી, તેમની મુખમુદ્રાનું સૂક્ષ્મ અવલોકન કરી શ્રીયુત પોતેશ્રી ગોદડચંદે નોટબુકમાં લખી લીધું કે 'માણુસ જેવા માણુસ દેખાય છે! કેવું નવાઇ જેવું કે માણુસો પોતાની આકૃતિ છુપાવી શકે છે!' પોતેશ્રીની આસપાસ બેઠેલા બીજા શ્રીયુતોએ વાંકી, આડી અને ઊંચી દૃષ્ટિ કરી આ નોંધ વાંચી લીધી અને પોતપોતાની નોટબુકમાં એ જ મતલબની નોંધ ઘટતા ફેરફાર સાથે લખી લીધી.

એજન્ટ ગાદીએ બેઠેલા હોવા છતાં સભાપતિ તરીકે "ખુરશી"એ બેઠેલા છે એમ માની લેવાની કલ્પનાનો સ્વીકાર થયા પછી મીટિંગ બોલાવવાની નોટીસ, 'તમારા ડાયરેક્ટરો'નો રિપૉર્ટ અને હિસાબના આંકડા—એ સહુ કોઇથી સંભળાય કે સમજાય નહિ એવા અવાજે વાંચી નાખવામાં આવ્યાં. રિપૉર્ટ અને હિસાબ મંજૂર કરવાની દરખાસ્ત થઈ એટલે તરત શાન્તિના ભંગનો આરંભ થયો. વિરોધ પક્ષના એક ભાગીદારે ઊભા થઈ પૂછ્યું, 'આ દરખાસ્ત વિશે બોલવાની છૂટ છે?"

એજન્ટે સેક્રેટરીના સામું જોયું. સેક્રેટરીએ સોલિસિટરના સામું જોયું. સોલિસિટરે એક ચોપડી ઉઘાડી તેમાં કેટલીક વાર માથું ઘાલી રાખી આખરે ઊંચું જોઈ સેક્રેટરીને ધીમેથી કહ્યું કે 'છૂટ છે.' સેક્રેટરીએ જરાક વધારે ઘાંટો કાઢી એજન્ટને કહ્યું કે 'છૂટ છે.' એજન્ટે તેથી વધારે મોટો ઘાંટો કાઢી કહ્યું કે 'છૂટ છે.'

ભાગીદાર બોલ્યો, 'છૂટ છે ત્યારે હું કહું છું કે આ કંપની કાંઈ કમાતી નથી અને નફો વહેંચતી નથી તો આ કંપનીનું નામ બદલીને 'The No Business Doing Company, Limited,' ('કંઈ ધંધો નહિ કરનારી કંપની, લિમિટેડ') શા માટે રાખવું જોઈએ નહિ?'

એજન્ટે સેક્રેટરીના સામું જોયું. સેક્રેટરીએ સોલિસિટરના સામું જોયું. સોલિસિટરે પ્રથમના જેવી જ વિધિ કરીને સેક્રેટરીને ધીમેથી કહ્યું, 'કંપનીનું મેમોરેન્ડમ બદલ્યા વિના કંપનીનું નામ બદલી શકાય નહિ.' સેક્રેટરીએ પૂર્વોક્ત પ્રકારે આ સંદેશો એજન્ટને પહોંચાડયો, અને, એજન્ટે મોટે ઘાંટે તે પ્રકટ કર્યો.

એ ભાગીદાર બોલવા જતો હતો તેવામાં તેના પક્ષનો બીજો ભાગીદાર ઊઠીને બોલ્યો, 'આ કંપની કાંઈ ધંધો કરતી નથી એ વાત ખોટી છે. દર વર્ષે એજન્ટને કમિશન આપવાનો ધંધો આ કંપની કરે છે, માટે, આ દરખાસ્ત ઉપર હું સુધારો મૂકું છું કે "આ કંપનીનું નામ બદલીને The Agent's Commission Paying Company, Limited ('એજન્ટનું કમિશન આપનારી કંપની લિમિટેડ') રાખવું."'

પ્રથમ પ્રમાણે સોલિસિટરનો મત લઈ એજન્ટે જાહેર

'સાહેબો, ડાયરેક્ટરો તરફથી આવેલો રિપોર્ટ અને હિસાબ મંજૂર કરવાની આ દરખાસ્ત સામે મારો પહેલો વાંધો એ છે કે એ લોકો પોતાને "તમારા ડાયરેક્ટરો" શા માટે કહેવડાવે છે? એ આપણા ડાયરેક્ટરો છે જ નહિ. તેઓ તો એજન્ટના ડાયરેક્ટરો છે. એજન્ટને વધુ મતે તેઓ નિમાય છે, એજન્ટ બોલાવે છે તેટલી વાર તેઓ ફી ખાવા આવે છે અને એજન્ટ સરવૈયાં કરાવી લાવે છે તે પર સહીઓ કરી આપે છે. ડાયરેક્ટર શબ્દનો અર્થ "કામ કરવાની આજ્ઞા આપનાર" એવો થાય છે. પણ આ સાહેબો તો કંપનીનું કામ કરવામાં કંઈ આજ્ઞા આપતા જ નથી. કામ ન કરવાની આજ્ઞા આપતા હોય તો પણ અમારું કલ્યાણ થાય કે ખોટ જતી બચે. ખેર: મારો બીજો વાંધો એ છે કે આ રિપોર્ટમાં એમ લખ્યું છે કે "આ વર્ષમાં કંપનીનું કામ સંતોષકારક રીતે ચાલ્યું છે." અલબત્ત, જુદા જુદા માણસોને જુદી જુદી રીતે સંતોષ થાય છે એ ખરું છે, પણ, વ્યાજ મળ્યા વિના ભાગીદારોએ સંતોષ શી રીતે માનવો એ એજન્ટ સાહેબ સમજાવશે?'

એજન્ટના પક્ષનો એક ભાગીદાર વચમાં ઊઠીને બોલ્યો, 'સંતોષ તે નફાનો નહિ, પણ, કંપનીના કામનો છે.'

'એમ કહેતા હો તો હું પૂછું છું કે કંપનીનું કયું કામ સંતોષકારક છે? પ્રથમ તો આ કંપનીનું કામ શું છે? આ કંપની શા માટે ઉત્પન્ન થઈ છે? ભાગીદારોએ શેર શા માટે ભર્યા છે?'

એક ભાગીદાર બોલી ઊઠ્યો, 'વેપાર કરવા માટે.'

બીજો બોલ્યો, 'પૈસા ગુમાવવા માટે.'

ત્રીજો બોલ્યો, 'ગરથ વેચીને મૂરખ બનવા માટે.'

ચોથો બોલ્યો, 'કંપનીના કાયદાના અને ડીડના અર્થ વિશે ભાષણો કરવા માટે.'

પાંચમો બોલ્યો, 'દર વર્ષે એક વાર મળીને હાયપીટ કરવા માટે.'

છઠ્ઠો બોલ્યો, 'એજન્ટના ઓળખીતાનાં નાણાં આઠ ટકાને વ્યાજે રાખવા માટે.'

સાતમો બોલ્યો, 'એજન્ટની હવેલી બંધાવવા માટે.'

એજન્ટના પક્ષના પાંચ સાત ભાગીદારો ગુસ્સામાં ઊભા થઈ ગયા અને બૂમ પાડી માગણી કરવા લાગ્યા કે 'એને બહાર કાઢો! કાઢી મૂકો!' સામા પક્ષનો એક ભાગીદાર ઊભો થઈ હાથમાંનો ડંડો ઊંચો કરીને બોલ્યો, 'કોની મગદૂર છે કે એને બહાર કાઢે? આ કંઈ તમારા બાપાજીનું ઘર જોયું?'

સેક્રેટરીએ કાનમાં સૂચના કરી તે ઉપરથી એજન્ટે ઊઠીને કહ્યું, 'ડંડો મૂકી દઈને બોલો. શું મારામારી કરવા ડંડો લઈને આવ્યા છો!'

'ડંડો લઈને ફરવાની મને ટેવ છે.'

'એવી ટેવ મુકાતી ન હોય તો મીટિંગમાં ન આવવું.'

'મીટિંગમાં ન આવવું! મારી મિલકત બાબત મીટિંગમાં ઠરાવ થાય ને હું મીટિંગમાં ન આવું!'

'તમારી મિલકત! પાંચ લાખની કંપની તે તમારી મિલકત!'

'અલબત્ત મારી મિલકત. મારા શેર પૂરતી મારી મિલકત.'

'તમારા કેટલા શેર છે?'

'ગમે કેટલા હશે. શેર છે એટલે બસ છે.'

'એક શેર છે!' એમ કોઈ બોલી ઊઠયું.

'હા! હા! એક શેર છે. પણ એજન્ટ સાહેબ! એ એક શેરની પચાસ શેર જેટલી કિંમત છે!'

'એટલે તમે શું કહેવા માગો છો?'

'હું એમ કહેવા માગું છું કે પચાસ શેર જેટલી કિંમત ઉપજાવવાના ઈરાદાથી મેં એક શેર ખરીદેલો છે. અને, સાફ કહું છું કે તેટલો નફો મળતા સુધી હું મારો શેર કાયમ રાખવાનો છું.'

'તમે શું પૈસા કઢાવવાની ધમકી આપો છો!'

'એજન્ટ સાહેબ, સંભાળીને બોલજો. સારા માણસની બદનક્ષી માટે કાયદાની કોર્ટમાં જવાબ દેવો પડશે. અમે પણ તમારા જેવા આબરૂદાર અને પ્રમાણિક છીએ.'

ઝીણાજોડી અટકે તેમ નહોતું, પણ, શ્રીયુત પોતેશ્રી આકળા થઈ રહેલા હતા તે એકાએક ઊભા થઇ ગયા અને બોલ્યા, 'આ વાકકલહનો પાર કે અંત કે છેડો આવે એવો સંભવ કે આભાસ કે અનુમાન વર્તમાન કે વિદ્યમાન કે અસ્તિત્વમાન નથી. તો શું અમારે અમારા અમૂલ્ય સમયને નિર્મૂલ્ય કરવો? અમારા જેવા મોટા માણસોને કાલવ્યય કરવો પડે તો જગતનું શું થાય તે પણ કોઈના ધ્યાનમાં કે લક્ષમાં કે ખ્યાલમાં આવતું જણાતું નથી.'

કોઈ વખત નહિ સાંભળેલા વાકૂવિન્યાસથી એજન્ટ સાહેબ ચકિત થઈ ગયા. શરણાર્થે તેમણે સેક્રેટરીના સામું જોયું, સેક્રેટરીએ

સોલિસિટરના સામું જોયું. પણ સોલિસિટરની આંખો અને આખું મોઢું કાયદાની ચોપડીમાં ડૂબેલાં હતાં તેથી એ તરફથી સમાધાનનું સાધન મળ્યું નહિ. આખરે એજન્ટે પોતાની જ બુદ્ધિ અને હિંમત વાપરીને કહ્યું, ‘ તમે કોણ છો ?’

‘ અમે શ્રીયુત છીએ, અને, હું પોતે શ્રીયુત પોતેશ્રી છું.’

‘ એટલે ?’

‘ અમે શ્રીશોધવર્ધક સભાના સભાસદો છીએ, અને, શ્રીયુત પોતેશ્રી એ મહાપરોપકારિણી, જગદુદ્ધારિણી, અજ્ઞાનતિમિરનિવારિણી સભાના પ્રમુખ છે.’

એજન્ટે સેક્રેટરીના સામું જોયું. સેક્રેટરીએ સોલિસિટરના સામું જોયું. સોલિસિટરનું મોઢું પુસ્તકમાંથી બહાર આવેલું હતું, પણ, તે માત્ર પહોળું થઇ પોતાની અંદર પ્રવેશ કરવાની સેક્રેટરીને સૂચના કરતું હતું. ક્ષણભર સ્તબ્ધતા રહી એવામાં સેક્રેટરીને કંઇ વિચાર સૂઝી આવતાં તેણે તે એજન્ટના કાનમાં કહી સંભળાવ્યો; અને એજન્ટે ખોંખારો કરીને પૂછ્યું, ‘ તમે અહીં શા માટે આવેલા છો ?’

‘ આંતર ઉદ્દેશ શોધનો છે, બાહ્ય ઉદ્દેશ વોટનો છે.’

‘ કોઈ ગાંડા છે! ભૈયા, આવા દીવાનાકુ કાયકે વાસ્તે અંદર આવવા દીયા હૈ? બહાર કાઢો એનેકુ!’

માણસ ગાંડા છે અને બીજું કાંઈ વિશેષ નથી એ વિચારથી એજન્ટ સાહેબને હિંમત આવી, અને, તે જરા ટટાર બેઠા તથા આંખો વડે શૌર્ય દેખાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

'બાહેર નીકળો !' નો ઉચ્ચાર કરી લૈયાને પાસે આવતો જોઈ શ્રીયુત પોતેશ્રી ઊભા ઊભા અસ્વસ્થ થતા હતા એવામાં એજન્ટના વિરોધી પક્ષના એક માણસે ઊભા થઈ કહ્યું,

'રાખો ! એ માણસે તો પ્રોક્સી રજૂ કરેલી છે, અને તે આધારે એને મીટિંગમાં બેસવાનો હક છે.'

'ગાંડો છે પણ પ્રોક્સી હોવાથી એને બહાર કાઢી શકાતો નથી—એવો આ બચાવનો અર્થ દેખાતો હોવાથી શ્રીયુત પોતેશ્રી બચાવ કરનાર તરફ અપ્રસન્ન દૃષ્ટિએ જોવા લાગ્યા. પણ, લૈયો અટક્યો, અને, આખી મીટિંગ ગૂંચવણમાં પડી. ગૂંચવાડામાં કેટલાકને બુદ્ધિ સ્ફુરી આવે છે તે નિયમને અનુસાર એજન્ટના પક્ષના એક માણસે ઊઠીને કહ્યું,

'સાહેબ ! હું પોઈન્ટ ઑફ ઑર્ડર ઉઠાવું છું કે કંપનીના ડીડ પ્રમાણે પ્રોક્સીને વોટ આપવાનો હક છે, પણ, પ્રોક્સીને ભાષણ કરવાનો હક છે ?'

એજન્ટે સેક્રેટરીના સામું જોયું. સેક્રેટરીએ સોલિસિટરના સામું જોયું. સોલિસિટરે ઘણા વખત સુધી કંપનીના કાયદાની અને ડીડની ચોપડીઓનાં પાનાં ફેરવીને આખરે ઉત્તર મોકલ્યો તે એજન્ટે કહી સંભળાવ્યો.

'આ બાબત કાઉન્સેલનો અભિપ્રાય લેવો પડશે.'

શ્રીયુત ફોગટચંદને કાંઈ ઉમદા તર્ક સૂઝી આવ્યાથી એકદમ ઊભા થઈ તેમણે પૂછ્યું,

'હું પોઈન્ટ ઑફ ઑર્ડર તરીકે નહિ પણ પ્રશ્ન તરીકે પૂછું

## કંપનીની મીટિંગ

આપવામાં શોધ થઈ શકશે એ

'કે અમારું શ્રીયુતમંડળ વોટ આપવામાં શોધ થઈ શકશે એ
વોટ લેવામાં ન આવે તો
માથાથી અહીં આવેલું છે તે છતાં વોટ લેવામાં ન આવે તો
અમારી શ્રીશોધવર્ધક સભા આ કંપની પાસે નુકસાનીના સો રૂપિયા
માગી શકે કે નહિ ?'

પ્રથમની પ્રણાલિએ સોલિસિટર તરફથી ખુલાસો આવ્યો તે
એજન્ટે પ્રકટ કર્યો.

'આ બાબત કાઉન્સેલનો અભિપ્રાય લેવો પડશે.'

શ્રીયુત ઉકરડાચંદે ઊઠીને કહ્યું,

'હું શોધ ખાતર પૂછું છું કે આ બાબત કાઉન્સેલનો
અભિપ્રાય લેતાં કેટલો ખર્ચ થશે ?'

સોલિસિટરના કહેવાથી એજન્ટે કહ્યું, 'ત્રણસે રૂપિયા.'

શ્રીયુત કાદવચંદે ઊઠીને કહ્યું, 'હું કિંમતી શોધ ખાતર
પૂછું છું કે અમને સો રૂપિયા આપવા કે નહિ તેનો નિર્ણય કરવા
સારુ ત્રણસે રૂપિયા ખરચવા કરતાં કંપની અમને સો રૂપિયા આપી
બસો રૂપિયાનો બચાવ કરે એ સલાહભરેલું છે કે નહિ ?'

સોલિસિટર તરફથી જવાબ આવતાં તેને અનુસાર એજન્ટે
કહ્યું, 'એવી રીતે બસે રૂપિયા બચાવવા ખાતર કંપની સો રૂપિયા
ખરચી શકે કે કેમ એ વિશે કાઉન્સેલનો અભિપ્રાય લેવો પડશે.'

એજન્ટના પક્ષના એક ભાગીદારે ઊઠીને પૂછ્યું, 'સાહેબ !
હું પોઈન્ટ ઑફ ઑર્ડર ઉઠાવું છું કે આ પ્રોક્સીઓને ભાષણ

કરવાનો હક છે એમ ઠર્યા પહેલાં એ લોકોને સવાલ પૂછવાનો હક છે ?'

સેક્રેટરી અને સોલિસિટર સાથે ઘણી લાંબી મુલાકાત ચલાવી ત્યારે એજન્ટે કહ્યું, 'આ છેલ્લા પ્રશ્ન બાબત પણ કાઉન્સેલનો અભિપ્રાય લેવો પડશે, અને જે પ્રશ્નો બાબત કાઉન્સેલના અભિપ્રાય લેવાના છે તે બધાનો નિકાલ થયા વિના મીટિંગનું કામ આગળ ચાલી શકે નહિ માટે ડીડની કલમ બોત્તેર પ્રમાણે આ મીટિંગ વગર મુદતે મુલતવી રાખવામાં આવે છે.'

# પ્રકરણ ચોથું

## સાક્ષરશ્રીનો સ્ભળાપ

કંપનીની મીટિંગમાં થયેલા અનુભવથી શ્રીયુતમંડળને એક અણધારી શોધ પ્રાપ્ત થઈ હતી. સર્વ શ્રીયુતોને પોતાનામાં લડાયક વૃત્તિ રહેલી હોવાનું ભાન થયું હતું. એ ભાનની સાથે દરેક શ્રીયુતને પોતાની લડાયક વૃત્તિ એવી વિશેષ રીતે જાગ્રત થયેલી લાગતી હતી કે શ્રીયુત ગોદડચંદ પાસે ઘડી ઘડી માગણી થવા લાગી કે 'આપ લડો કે લડનાર આપો.' અલબત્ત, આ લડાઈ જીભથી જ લડવાની હતી, અને, શ્રીશોધવર્ધક સભાની બેઠક વખતે શ્રીયુતો યથાસ્થાન ગોઠવાયા પછી જ ચલાવવાની હતી. આ સાઠમારી લોહી કાઢ્યા વગર ચાલતી હતી, તોપણ, વાદવિવાદ દરમ્યાન વાંધા ઉઠાવતાં, સવાલો પૂછતાં, ખુલાસા માગતાં અને અપમાનની ફરિયાદો કરતાં શ્રીયુતો એવા આવેશમાં આવી જતા હતા કે મારામારીની કલ્પનાની દહેશતનો સંભવ ઊભો થવાનું જોખમ શ્રીયુત પોતેશ્રીને લાગતું હતું, અને, તેથી, પોતેશ્રી બહુ ચિન્તાતુર થતા હતા. વિશેષ ચિન્તાકારણ એ હતું કે સભાની બેઠકમાં મારામારી જામે તો પ્રમુખને માર મારનાર તરીકે નહિ તો માર ખાનાર તરીકે ભાગ લેવો જ પડે એમ જાહેર સભાના નિયમોના કોઈ પુસ્તકમાં લખેલું

વાંચવામાં આવ્યું હતું. આ સંકટનું નિવારણ કરવા માટે શ્રીયુત-પોતેશ્રી વારંવાર પ્રતિપાદન કરતા હતા કે લડાયક વૃત્તિની શોધ તે શોધ જ ન કહેવાય, અને, કદાચ કોઈ કારણથી તે શોધ કહેવાય તો તે કિંમતી શોધ ન કહેવાય. પરંતુ, શ્રીયુતોને લડાયક વૃત્તિ એવી પ્રિય થઈ પડી હતી કે શોધ કરવા ખાતર નહિ પણ લડાઈ કરવા ખાતર યુદ્ધવૃત્તિનું સેવન કરવાનો તેઓ આગ્રહ કરતા હતા. આમ શ્રીયુતોનો ઉલ્લાસ અને પોતેશ્રીનો ભય સાથે સાથે વધ્યા જતા હતા, એવામાં સર્વનાં ચિત્ત બીજી જ દિશામાં ખેંચી જનારો બનાવ બન્યો.

શ્રીયુત ગોદડચંદ પ્રાતઃકાળે પોતાના પોતેશ્રીત્વની મીમાંસામાં તલ્લીન થઈ બેઠા હતા તેવામાં ટપાલનો સિપાઇ પોસ્ટકાર્ડ આપી શ્રીયુતના સ્વપ્નનો નાશ કરી ચાલતો થયો. સરનામા પર 'પોતેશ્રી'ના ઉપપદ વિના માત્ર શ્રી ગોદડચંદ નામ વાંચી શ્રીયુત ખિન્ન થયા; પણ, કાર્ડ ઉથલાવતાં જે નજરે પડયું તેથી ખેદ ઊડી ગયો અને હર્ષ થયો નહિ. કાર્ડની એ બાજુએ નીચે પ્રમાણે લખાણ હતુંઃ

"ॐ जयस्वरूपनो जय ।

હિમાલય આપ તરફ ધસારો કરવા તત્પર છે. જયસ્વરૂપની જ એવી ઈચ્છા છે તો હિમાલય કેમ અટકી રહે? કાલે પ્રાતઃકાળે નવ કલાકે હિમાલય આપને ત્યાં ઊતરી પડશે. તૈયાર રહેજો અને સાવધાન રહેજો! જયસ્વરૂપનો જય ગાજો!"

શ્રીયુત ગોદડચંદ ચકિત થઈ ગયા, ભયભીત થઇ ગયા. કાર્ડનો સંદેશો કેવળ અગમ્ય હતો. લખનારની સહી નહોતી, તેના નામઠામનો નિર્દેશ નહોતો. જયસ્વરૂપ કોણ? હિમાલય ધસારો કરે અને ઊતરી પડે? એ શી રીતે બને? અને, કદાચ કોઇ કારણથી હિમાલય હિંદુસ્તાનની ઉત્તરેથી ઊખડી જવાનો હોય અને ધસી

## સાક્ષરશ્રીનો મેળાપ

આવવાનો હોય તોપણ પોતેશ્રી પર ધસારો કરવા એ શા માટે તત્પર હોય? બીજા કોઈને નહિ અને શ્રીશોધવર્ધક સભાના પ્રમુખને કચરી નાખવા હિમાલય શા માટે ઉત્કંઠિત હોય? અને, પોતેશ્રી પર હુમલો કરવાની હિમાલયને ઉશ્કેરણી કરનાર જયસ્વરૂપ કોઈ બડો બદમાશ હોવો જોઈએ! અને, એ બંનેની સંતલસ જાણી લઈ ચેતવણી આપનાર કોઈ દયાવૃત્તિવાળો હોય તોપણ આવો ભેદ ભરેલો સંદેશો મોકલી પોતેશ્રીનો ઉપહાસ કરે અને વળી જયસ્વરૂપ સરખા બદમાશનો જય ગાવાની સૂચના કરે તે માણસ કમજાત નહિ તો કોણ? આવા તર્કવિતર્ક કરતાં પોતેશ્રી બેભાન થઈ જવાની તૈયારીમાં આવ્યા, પણ, મહામહેનતે ભાન સાચવી રાખ્યું. સમયસૂચકતા વાપરી પોતેશ્રીએ તત્કાળ શ્રીશોધવર્ધક સભાની અ-સાધારણ મીટિંગ બોલાવી. શ્રીયુતો એકઠા થયા એટલે તેમની સમક્ષ કાર્ડ રજૂ કર્યું. શ્રીયુતોએ અનેક કલ્પના દોડાવી.

કાર્ડ ઘણીવાર ઉથલાવી જોઈ અને સીધું તેમ જ ઊંધું વાંચી જોઈ શ્રીયુત ફોગટચંદ બોલ્યા, 'હું ધારું છું કે આ ઝાસાચિઠ્ઠી છે, અને, એમાં ઘર બાળવાની ધમકી છે. પોલીસને ખબર આપવી એ સારું છે.'

ચહેરો લાંબો કરી શ્રીયુત ઉકરડાચંદે કહ્યું, 'મને તો લાગે છે કે આ માણસ શ્રીયુત પોતેશ્રી સાથે કુસ્તી કરવા આવનાર છે. પોતેશ્રી તૈયાર રહે તો ઠીક.'

પોતેશ્રીએ જન્મારામાં કદી કુસ્તી કરી નહોતી, અને એકાએક જમીન પર પટકાવાનો ખ્યાલ આવતાં પોતેશ્રીને કંપારો છૂટ્યો.

શ્રીયુત કચરાચંદ કાર્ડને બે હાથ વચ્ચે દબાવી તેમ જ હાથે પગે અને ગાલે અડકાડી તેની ઉષ્ણતા માપવામાં રોકાયેલા હતા, તે હવે બોલી ઊઠ્યા, 'મારી ખાતરી થઈ. આ માણસ બરફ વેચનારો

છે, અને, બરફના મોટા ઢેફાં લઈને પોતેશ્રી પર ધસી આવવાનો છે. તેની દુકાનમાં રહેલું હોવાથી આ કાર્ડ પણ ઠંડું થઇ ગયેલું જણાય છે.'

'પણ એ કાર્ડ દુકાનમાંથી નીકળી એક રાત ટપાલની ઑફિસમાં રહેલું છે,'—એમ શ્રીયુત કાદવચંદે સંશય બતાવ્યો, પરન્તુ, તેનું નિરાકરણ પોતેશ્રીએ કર્યું,

'ઘણા દિવસથી લાગી રહેલી ઠંડી એક રાતમાં જતી રહી શકે નહિ. "શ્રીયુત" પદ ઘણા કાળ સુધી આપણને ચોંટી રહે તો પછી ઊખડી પડે નહિ એ ધોરણે આપણી સભાનો પ્રયાસ પ્રવર્તે છે.'

શ્રીયુત પુંજાચંદ ઘણા વખતથી વિચારમાં મશગૂલ હતા, અને, તાબૂત ઉપરના ઘુમ્મટ પેઠે તેમનું ડોકું ગંભીરતાથી હાલતું હતું. ડોકું સ્થિર કરીને અને આંગળી હલાવીને તે બોલ્યા, 'આ માણસ કોઈ ગાંડો છે એમ મને તો જણાય છે.'

હાલતી આંગળી શ્રીયુત અમથાચંદ તરફ વળેલી હતી તેથી કંઈક અસ્વસ્થ થઈ તેમણે યુક્તિભર્યો પ્રશ્ન કર્યો, 'આ માણસ એટલે કોણ? આ કાર્ડ લખનાર કે જયસ્વરૂપ?'

'કાર્ડ લખનાર જયસ્વરૂપ તેનો ગુરુ હોવો જોઈએ, અને. ગાંડાનો ગુરુ તે વળી વધારે ગાંડો હોવો જોઈએ.'

કલ્પનાવ્યાપાર બહુ ચલાવ્યાથી શ્રીયુતોનાં ચિત્ત થાકી ગયાં. એક કલાક સુધી શ્રીયુતો સામસામું જોતા નિઃશબ્દ બેસી રહ્યા. આ મૂક વાદવિવાદને અંતે સભાએ ઠરાવ્યું કે આવતી કાલે નવ વાગતાં પહેલાં સર્વ શ્રીયુતોએ અમુખને ત્યાં જઇ મરણોન્મુખ થઇ

બેસવું; અને, આ ઝઝૂમતા ભય સામે થુત્કાર, નિન્દા, હાહાકાર અને પલાયન એ ચારમાંથી યથાયોગ્ય ઉપાય યોજવા.

પ્રાતઃકાળે પોતેશ્રી સભામંડળથી વિંટળાઈ ગ્લાનિપ્રસંગે ઘટે તેવું ધૈર્ય ધરી સિંહનિપાતની વાટ જોતા બેઠા. ઘડિયાળનો નાનો કાંટો નવ પાસે અને મોટો કાંટો બાર પાસે આવતો ગયો તેમ લગ્નવેળાના 'સાવધાન'ના ભણકારા શ્રીયુતોના કાનમાં વાગવા લાગ્યા. નવના ટકોરા રણકાર કરતા વાગ્યા. શ્રીયુતોની છાતીમાં વગર રણકારના ટકોરા વાગ્યા. પરંતુ, ટકોરા સિવાય બીજું કાંઇ વાગ્યું નહિ. કોઈ આવ્યું નહિ કે આવતું જણાયું નહિ. સંકટમાંથી છૂટયા કે સંકટમાં મુંચવાયા એ શંકાથી અસ્વસ્થ થઈ શ્રીયુતો વાટ જોતા અને દૂર ખસી જનાર ભાવીના પ્રપંચ વિશે મનન કરતા બેઠા. મોટો ઉત્પાત નજીક આવતાં લોકોમાં જે ખળભળાટ થવો જોઈએ તેનાં ચિહ્ન પણ નજરે પડયાં નહિ. શ્રીયુતો ઓટલે આવ્યા અને પોતેશ્રી શરીરને કાટખૂણે વાળીને રસ્તામાં આઘેથી આવતી કોઈ વસ્તુ કે વ્યક્તિ અસાધારણ કહી શકાય તેવી છે કે કેમ તેની તપાસ કરવા લાગ્યા. પરન્તુ, એક છોકરો આવતો હતો તે સિવાય કાંઇ નજરે પડયું નહિ. તેને માથે ટોપી હતી અને હાથમાં કાગળ હતા, તથા, ઊંચું માથું કરી રસ્તાના ઘરની બારીઓ તે જોતો હતો; તેથી, તે નિશાળે જતો છોકરો હોવો જોઇએ અને તેને પ્રશ્ન પૂછવામાં પ્રતિષ્ઠાની હાનિ નથી એમ ધારી પોતેશ્રીએ આંગળીનો ઈશારો કરી તેને પાસે બોલાવ્યો અને પૂછ્યું, 'રસ્તે કાંઇ ગરબડ છે?'

છોકરો શ્રીયુતના ધારવા કરતાં વધારે મોટો નીકળ્યો, તોપણ, શ્રીયુ[illegible] પ્રતાપથી અંજાઈ ગયો હોય તેમ સ્તબ્ધ થઈ સામો

ઊભો રહ્યો. શ્રીયુત ગભરાયા વિના તેના સામા સ્થિર ઊભા. આખરે શ્રીયુતનો જય થયો. છોકરાને બોલવાની ફરજ પડી. તેણે પૂછ્યું, 'આપ કોણ છો ?'

શ્રીયુતને બદલે બીજું કોઈ આ પ્રશ્નનો ઉત્તર દે તો શ્રીયુતનું ગૌરવ વધે તેથી શ્રીયુતે ફોગટચંદ સામું જોયું. ફોગટચંદે ખોંખારો કરી કહ્યું, 'પોતેશ્રી શ્રીશોધકવર્ધક સભાના પ્રમુખ શ્રીયુત ગોદડચંદ છે.'

કાંઈ જાદુઈ અસર થઈ હોય તેમ છોકરો તત્કાલ કૂદકો મારી ઓટલા પર આવ્યો, અને પોતેશ્રી પાછા હઠતા હતા તેમના તરફ હસીને બોલ્યો, 'ઓમ્ જયસ્વરૂપનો જય !'

શ્રીયુતમંડળ કાંઇ વિશેષ ત્વરાથી ઘરમાં પેઠું, પણ, છોકરો એમની સાથે જ અંદર પેઠો, તેથી, ત્વરિત ગતિથી શ્રીયુતોને સલામતીનો લાભ થયો નહિ. છોકરો પાસે આવતો ગયો તેમ પોતેશ્રીની દિઙ્મૂઢતા વધતી ગઈ. દિઙ્મૂઢતા સંપૂર્ણ થઈ દીવાનાપણાનો આરંભ થવાનો સમય પાસે આવ્યો. એવામાં સુભાગ્યે શ્રીયુત ઉકરડાચંદને ભાન થયું, કે છોકરો ગમે તે હશે પણ તેની શરીરશક્તિ પરથી મારામારીનો ભય રાખવાનું કારણ જણાતું નથી, અને, તે એકલો હતો તેથી હિંમતનો ડોળ ધારણ કરવામાં હરકત નથી. તેથી, નજીક ગયા વિના આઘેથી હિંમત બતાવી તેમણે પૂછ્યું,

'તમે કોણ છો ?'

છોકરાએ ઉત્તર દીધો, 'હું સાક્ષરશ્રી હિમાલય છું.

સાક્ષરશ્રીનો મેળાપ

અનક્ષર લોકો શ્રીશોધવર્ધક સભાના પ્રમુખનું ઘર ખોળવામાં મને સહાયતા કરી શક્યા નહિ. અને, સાક્ષરો તો સાક્ષરતાનો પ્રયોગ કરવામાં કુશળ હોય છે, ઘર ખોળી કાઢવામાં નહિ. તેથી વિલંબ થયો.'

પાસે જવામાં દહેશત નથી એમ જણાવા માડ્યું તેમ શ્રીયુત પોતેશ્રીએ પાસે આવવા માંડ્યું; અને, આખરે મોં ઉઘાડી પૂછ્યું:

'તમારે અને હિમાલયને શો સંબંધ છે?'

'મારું નામ હિમાલય છે. સાક્ષરશ્રીઓને "આપ" સર્વ-નામથી સંબોધન કરવાની રીત છે.'

'લો "આપ" કહીશું. પણ આપનું નામ હિમાલય એ કેમ બને?'

'આપ સમજ્યા નહિ. હિમાલય એ મારું તખલ્લુસ છે. જેને તખલ્લુસ ન હોય તે સાક્ષર હોઈ શકતો નથી. અને જેને તખલ્લુસ હોય તે સાક્ષર ન હોય એમ બનતું નથી. તખ-લ્લુસ ધારણ કરવાની સાથે જ સાક્ષરત્વ પ્રાપ્ત થાય છે. હિમાલયની સહીથી માસિકોમાં પ્રગટ થતા જગપ્રસિદ્ધ લેખ આપને યાદ નથી?'

'અમે એવા મહાભારત કાર્યમાં રોકાયેલા છીએ કે અમને માસિકો કે પુસ્તકો વાંચવાનો વખત મળતો નથી. પણ, તમારું ..પ ખરું નામ હોવું જોઈએ!'

પૂરતાં નથી, તેથી, સાક્ષરશ્રીઓ એવાં નામથી લજ્જા પામી વિષવત્ ત્યાજ્ય ગણે છે.'

'પણ, સંસારવ્યવહારમાં શી રીતે ઓળખાઓ ?'

'સંસારવ્યવહારની શી વાત કરો છો ? દૂધવાળાનાં નામાંમાં પણ સાક્ષરોના તખલ્લુસ પર ખાતાં હોય છે, અને, મોચીઓ મગનલાલ કે છગનલાલ માટે નહિ પણ હિમાલય કે આફતાબ માટે જોડા સીવે છે. સાક્ષરોના તખલ્લુસની એ બલિહારી છે.'

હિમાલયના ધસારાની બીક નષ્ટ થઈ હતી, પણ, હજી ભય-ભરેલી શંકા રહી હતી તે દૂર કરવાનો પ્રયાસ કરવામાં જોખમ નથી એવી ખાતરી થયાથી શ્રીયુત ફોગટચંદે પ્રશ્ન કર્યો,

'હિમાલય તે આપ જ એ હવે સમજાયું, પણ, જયસ્વરૂપ કોણ છે, અને, તેના નામનો કેમ ઉદ્‌ગાર કરો છો ?'

'એ સંબંધે જ મારા સાક્ષરત્વના અહોરાત્ર ચાલતા વ્યાપાર-માં ખલેલ પહોંચાડી મારે આવવું પડ્યું છે. આપની સભા શોધ કરે છે એમ સાંભળ્યું છે, માટે, આ પત્ર વિશે આપની સભા શોધ કરી આપશે તો મારા ઉપર તેમ જ જગતના સમસ્ત સાક્ષરમંડળ ઉપર ઉપકાર થશે, અને, સાક્ષરો આપની સભાને અમર કરી દેશે.'

'એ પત્રમાં શું છે અને શાની શોધ કરવાની છે ?'

'આ વર્તમાનપત્રમાં જયસ્વરૂપ વિશે અને સાક્ષરો વિશે અતિનિન્દામય ચર્ચાપત્ર છે. તે ચર્ચાપત્ર લખનારનું નામ બતાવવા અધિપતિ ના પાડે છે. "દીવાની ફોજદારી જે કરવી હોય તે મારા પર કરજો. નિશાળેથી નાશી ગયેલા છોકરાઓથી હું બીતો

નથી: " એવો ઉદ્ધત જવાબ તે આપે છે. આથી સાક્ષરશ્રી આફતાબ, સાક્ષરશ્રી શેષનાગ, સાક્ષરશ્રી ઐરાવત, સાક્ષરશ્રી ફિરદૌસ, સાક્ષરશ્રી હિમાલય, અને બીજા અનેક મહાન સાક્ષરશ્રીઓ ખિન્ન થઈ ગયા છે. અમે સાક્ષરશ્રીઓ સરકાર દરબારમાં ફરિયાદ કરવા ઇચ્છતા નથી, કેમકે, દીવાળીના ખાસ અંકો માટે વર્તમાનપત્રો તરફથી લેખોની માગણી પ્રકટ થવાની વાટ જોઇ અમે બેઠા છીએ, અને, લેખોના પાનાનાં પાનાં ભરી કાઢવા અમારા હાથ ચળવળી રહ્યા છે. સાક્ષરત્વના આ કાર્યમાં વિક્ષેપ કરવા અમે ઇચ્છતા નથી. એ ચર્ચાપત્રીનું નામ જડે તો અમારા સાક્ષરત્વના પ્રહારથી તેને જન્મારા સુધી યાદ રહે એવી શિક્ષા કરવા અમે સાક્ષરશ્રીઓ સમર્થ છીએ. શ્રીશોધવર્ધક સભા એ ચર્ચાપત્રીને શોધી કાઢે તો સભાનું નામ સાર્થક થાય.'

સભાની ખ્યાતિ આવી દૂર પહોંચેલી જોઈ અને સભાની શોધ-વૃત્તિની ઉપયોગિતાનો આવો મહામૂલ્યવાન સ્વીકાર થયેલો જોઈ શ્રીયુતોના હૃદયમાં સંતોષ, ઉલ્લાસ અને અભિમાનનો ઉદય થયો. સાક્ષરશ્રી હિમાલયને આદરથી આસન આપવામાં આવ્યું, અને 'અમે બીતા નથી તથા કોઈ દહાડો બીધા નથી' એવા વિચાર દર્શાવનારી આકૃતિ ધારણ કરી શ્રીયુતો સાક્ષરશ્રીની આસપાસ બેઠા. બીડી સરભરા કરવાનો શ્રીયુતમંડળમાં રિવાજ ન હોવાથી સાક્ષરશ્રીને પાણી પીવાનો બહુ આગ્રહ કરવામાં આવ્યો, પણ, સાક્ષરશ્રી તરસ્યા ન હોવાથી એ સરભરા થઈ શકી નહિ.

મહેમાનગીરીનો જુસ્સો શમી ગયા પછી સ્વસ્થ થઇ શ્રીયુત પોતેશ્રીએ મુખ પર યથાયોગ્ય ગંભીરતા ધારણ કરીને ક્ષણભર આંખો અડધી મીંચી રાખી અને પછી ઉઘાડી દીધી. આ તૈયારી પૂરી કરી પોતેશ્રી પરોપકારી ભાવથી સાક્ષરશ્રી તરફ જોઇ બોલ્યા.

'શ્રીશોધવર્ધક સભા આ ભારે વિકટ અને ગહન શોધ કરવા તૈયાર છે, અને એ શોધમાં વિજય, ફતેહમંદી અને સફળતા મળશે. એવી સભાને શ્રદ્ધા છે, પ્રતીતિ છે, ખાતરી છે. પરન્તુ, શોધનો એક મહાન નિયમ છે, અને તે ગૂઢ હોવા છતાં અમે તે વિષયમાં કુશળ હોવાથી અમને પ્રાપ્ત થયેલો છે. એ નિયમ આરંભમાં પ્રદર્શિત કરવો જોઈએ. એ નિયમ એ છે કે શાની શોધ કરવાની છે તે પ્રથમ જાણવું જોઈએ. સાક્ષરત્વની વૃત્તિથી આપ કહેશો કે ચર્ચાપત્રીની શોધ કરવાની છે એ જણાવ્યું છે તે બસ છે. પરંતુ એમાં એક ઝીણવટ છે તે સાક્ષરત્વને ગમ્ય નથી, પણ શોધવર્ધકત્વને જ ગમ્ય છે. અર્થાત્ ચર્ચાપત્રી તે માત્ર ચર્ચાપત્ર લખનાર છે. મુખ્ય વસ્તુ તે ચર્ચાપત્ર છે. ચર્ચાપત્ર પરથી ચર્ચાપત્રી શબ્દ થયો છે. અને તે માટે પહેલું ચર્ચાપત્ર ઉત્પન્ન થાય છે અને તે પછી ચર્ચાપત્રી ઉત્પન્ન થાય છે. એથી સિદ્ધ થાય છે કે ચર્ચાપત્ર કેવું છે તે અમારે પ્રથમ જાણવું જોઈએ. તે પછી અમે ચર્ચાપત્ર વિષે શોધ ચલાવીશું. એ શોધ થઈ એટલે ચર્ચાપત્રીની શોધ તો આંખના પલકારામાં થઈ જશે.'

'સાક્ષરશ્રીના દૃષ્ટિબિન્દુથી પણ મને આપનું કહેવું યથાર્થ જણાય છે. પરંતુ આ ચર્ચાપત્ર એવું અપમાન ભરેલું છે કે તે વાંચી સંભળાવતાં મારા સરખા સાક્ષરશ્રીને ઘણી નાનમ લાગે. આપની વાત જુદી છે. આપ સાક્ષરશ્રી નથી. આ વર્તમાનપત્ર લઈ આપમાંથી કોઇ એ ચર્ચાપત્ર મોટેથી વાંચશો તો મારું હૃદય ભરાઈ આવ્યું નહિ હોય તેવી ક્ષણોએ હું ઘટતા ખુલાસા યોગ્ય આત્મપ્રતિષ્ઠા સાચવીને યથાસ્થાન કરીશ.'

# પ્રકરણ પાંચમું

## જયસ્વરૂપ

સાક્ષરશ્રીઓના રોષના આઘાતથી ચીમળાઇ ગયેલું વર્તમાનપત્ર શ્રીયુત ઢોંગટચંદે હાથમાં લીધું, અને તે કેટલે ધાંટેથી વાંચવું એ વિષે મનમાં નિર્ણય કરવાનો વખત મળે તે માટે કેટલાક વખત સુધી નકામા ખોંખારા કર્યા. આખરે ખોખરે અવાજે શ્રીયુતે ચર્ચાપત્ર વાંચવા માંડયું ત્યારે શ્રોતામંડળ સ્તબ્ધ અને જડ થઈ ગયું હતું. સર્વ શ્રીયુતોની આંખો અને મોં કુતૂહલને લીધે પહોળાં થઇ જવાથી એ દ્વારમાંથી તેમની બુદ્ધિ અને સ્મૃતિ ઊડી ગયાં હતાં, અને તેઓ શૂન્ય ચિત્તે શ્રવણ કરતા હતા. સાક્ષરશ્રી હિમાલય તીવ્ર માનભંગની લાગણી પેદા કરનારાં વચનો સાંભળવાની અપેક્ષાથી ઉદાસીન થઈ મૂક થઈ ગયા હતા. આવી ઉત્સાહભંગ કરનારી સ્થિતિમાં બને તેટલો ઉત્સાહ જાળવી રાખી અને મુખમુદ્રા પર બને તેટલી ચાલાકીની રેખાઓ એકઠી કરી શ્રીયુત ઢોંગટચંદે ચર્ચાપત્ર નીચે પ્રમાણે વાંચવા માંડયું:

"શ્રીયુત "ઉદ્ધતઘંટ" પત્રના તંત્રી મહાશય, એકબીજાને સાક્ષરશ્રીનો ઇલકાબ આપનારા યુવકોએ હાલ થોડા વખતથી જે "જયસ્વરૂપ"નું ધતિંગ ઊભું કરેલું છે તેની ઉત્પત્તિ કોઈ શોધી કાઢશે તો આ દેશની આલમ ઉપર ઉપકાર થશે, એમ આપે આપના પત્રમાં કેટલાક માસ ઉપર લખેલું, તેથી એ પરોપકારનું કાર્ય સિદ્ધ કરવાની મને ઇચ્છા થઈ.'

શ્રીયુત પોતેશ્રી બોલી ઊઠ્યા, 'શ્રીશોધવર્ધક સભાના સભાસદો સિવાય બીજા કોઈને શોધ કરવાનો શો હક છે! બીજા કોઈએ કરેલી શોધની નોંધનો બોધ થતાં શ્રીયુતોના ચિત્તમાંથી ક્રોધનો એવો ધોધ નીકળે છે કે તેનો અવરોધ કરવો કઠણ થઈ પડે છે.'

સાક્ષરશ્રી હિમાલયે જરા નાખુશ થઈ કહ્યું, 'આપના ક્રોધનો ધોધ હાલ અત્તરની સીસીમાં પૂરી મૂકો. આ શોધનું અધમ સ્વરૂપ આપ જોશો ત્યારે સમજાશે કે સાક્ષરશ્રીઓની પ્રતિષ્ઠા માટે લાગણી ધરાવનારે એ શોધ માટે ઇચ્છા કરવાનું સ્વપ્ન જોવાની ઇચ્છાનું સ્વપ્ન પણ ન આવે એવી ઇચ્છા સ્વપ્નમાં પણ કરવી જોઇએ. કૃપા કરી આગળ વાંચો.'

શ્રીયુત ક્રોગટચંદે આગળ વાંચ્યું :

'પ્રથમ તો હું "ॐ जयस्वरूपनो जय" "ॐ जयस्वरूपाय नमः" "बस जय जय ने जय" "राज्य नहि पण जय" "राज्य अवरने मुबारक हो, अमने जय प्राप्त थाओ" એ વગેરે વચનો પુસ્તકોમાં, લેખોમાં તેમ જ ખાનગી વ્યવહારમાં ઠેરઠેર લખનારા તથા ભાષણોમાં અને વાતચીતમાં એ વચનોના ઉદ્‌ગાર ઘડી ઘડી કરનારા અનેક સાક્ષરશ્રીઓને મળ્યો; અને એ વચનોના ઉપયોગનો હેતુ શો છે તે તેમને પૂછ્યું. પરંતુ કોઈ પણ હેતુ તેઓ દર્શાવી શક્યા નહિ. "જયસ્વરૂપ" તે કોણ છે કે શું

જયદ--

છે, “જય” અને “રાજ્ય” વચ્ચે વિરોધ શા માટે કલ્પવામાં આવે છે, કયું રાજ્ય ઇષ્ટ નથી, અને કોના પર જય મેળવવાનો છે, એ એ સાક્ષરશ્રીઓમાંથી કોઈ જાણતું નથી. “સાક્ષરશ્રી હોય તેણે એ વચનો વાપરવાં જ જોઈએ,” “એ વચનોના ઉપયોગમાં સાક્ષરત્વની ખૂબી છે,” એટલા જ ઉત્તર તેઓ આપી શકે છે. આ વચનો કોણે ઉપજાવ્યાં અને શા કારણથી ઉપજાવ્યાં, તે તેઓ જાણતા નથી. આવાં વચનો વાપરનારા મગજના ફાંટાવાળા ગણાય, અને ગેબી ફિલસૂફીના અભ્યાસી ગણાય, તથા એ રીતે વિદ્વાન ગણાય એવી અન્તરની ઇચ્છાથી અને ગાંડાઈનો ડોળ કરી લોકોનું આકર્ષણ કરવાની ઉમેદથી એ લોકો આવા પ્રલાપ કરે છે એમ મારી ખાત્રી થઈ છે.’

સાક્ષરશ્રી હિમાલય ક્રોધાવેશથી એકાએક ઊભા થઈ ગયા અને ચર્ચાપત્રી જાણે સામો જ ઊભો હોય તેમ એ કલ્પિત આકૃતિ તરફ હાથ લાંબો કરી બોલ્યા, ‘હે મૂર્ખ! અમે જયવાદી સાક્ષરશ્રીઓ ઊંચે આકાશમાં ઊડીએ છીએ ત્યાંથી તું અમને નીચે ખેંચી પાડવા માગે છે! શું અમે ગાંડાઈનો ડોળ કરીએ છીએ અને અમે ખરા ગાંડા નથી! શું ફિલસૂફીને ઘટે તેવી ગાંડાઈ અમને પ્રાપ્ત થઈ નથી! શું અમારા મગજના ફાંટાની તને અદેખાઈ આવે છે! શું અમે પ્રલાપ ન કરીએ તો અર્થ સમજાય એવાં વચનો બોલીએ! તું ઉત્તર ક્યાં દઈ શકે છે! ભોંયરામાં ભરાઈને ચર્ચાપત્ર લખ્યું એટલે શું સાક્ષરો આગળ આવીને વાદવિવાદ કરવાની શક્તિ આવી! બોલ! તારા જવાબની હું વાટ જોઉં છું. મારી સામે ડોળા કાઢી તું શું એમ કહેવા માગે છે—’

શ્રીયુતોએ સાક્ષરશ્રીને ઝાલીને નખથી શિખ સુધી હલાવ્યા અને તેમનો મોહ ખંખેરી નાખ્યો ત્યારે સાક્ષરશ્રીને ભાન આવ્યું

કે ચર્ચાપત્રી સમક્ષ ઊભેલો નથી. સાક્ષરશ્રી પાછા બેસી ગયા અને ચર્ચાપત્રનું વાચન આગળ ચાલ્યું.

'તોપણ આ ઘેલછાની ઉત્પત્તિ શોધી કાઢવાની આવશ્યકતા હોવાથી મેં તપાસ આગળ ચલાવી. ઉપર ઉતારેલાં વચનો પુસ્તકોમાં અને માસિકોમાં પ્રથમ ક્યારે વપરાયાં તે શોધી કાઢ્યું, અને, એ વચનોવાળા લેખ લખનારાનાં જીવનચરિતના તથા જીવન–અચરિતના હેવાલ મેળવ્યા; તેઓ જે ગામડાંમાં ઊછરેલા અને જે નિશાળોમાં ભણેલા ત્યાં હું જઈ આવ્યો; તેમણે ત્વરાથી ઊભી કરેલી (અને તેટલી જ ત્વરાથી ગુમ થયેલી) સભાઓનાં દફતર હાથ લાગ્યાં તેટલાં હું જોઈ ગયો. એ સર્વ ઉપરથી નીચે પ્રમાણે હકીકત મળી આવી છે: એક નિશાળમાં શિક્ષકે એક વેળા વર્ગમાં ઇતિહાસ શિખવતાં કહ્યું કે "સિકન્દરે જય મેળવ્યો એમ કહેવાય પણ રાજ્ય સ્થાપ્યું એમ ન કહેવાય." આ ઉપરથી તે નિશાળના છોકરાઓ જય અને રાજ્યના ગુણદોષની ચર્ચા વખતોવખત કરવા લાગ્યા. પરિણામે તેઓ રમતોમાં ભિલ્લુનાં નામ "જય" અને "રાજ્ય" એવાં પાડવા લાગ્યા. તે નિશાળમાં એ શબ્દો રૂઢ થયા પછી દાખલ થયેલો એક છોકરો આળસને લીધે માર પડતાં પંદર દિવસમાં ઊઠી ગયો. એ પંદર દિવસ દરમ્યાન તે "જય" અને "રાજ્ય" શબ્દોનો ઉપયોગ શીખ્યો. સિકંદરના ચરિતસંબંધે એ શબ્દો વપરાયાનું તેના જાણવામાં આવેલું નહિ, પણ, "રાજ્ય" કરતાં "જય"માં કાંઈ શ્રેષ્ઠતા છે એમ તેના ખ્યાલમાં આવી ગયું. તેને ભણાવવાનો પ્રયત્ન કરવા તેના બાપે તેને બીજે ગામ મોકલ્યો. ત્યાંની નિશાળમાં પણ તે કાંઈ શીખ્યો નહિ, પણ, ત્યાં તેણે "જયસભા" કાઢી એ સભામાં જયના ઉત્કર્ષ વિશે તથા રાજ્યના અપકર્ષ વિશે ભાષણો કરતાં છોકરાઓ અભ્યાસમાં બેદરકાર થવા લાગ્યા, અને કેટલાક નિશાળેથી નાસી જઈ ગામને પાદરે ઉકરડા પર ચડી "જયઘોષ" કરવા લાગ્યા. આકાશ તરફ ઊંચું જોઈ તથા બન્ને હાથ ઊંચા કરી "હે! જય!" "હે!

જયસ્વરૂપ

જય!" એ શબ્દો અને તેટલા મોટા અવાજથી પુકારવા તે "જય-ઘોષ" કહેવાય છે. આ માર્ગે જેમણે ભણવાનું મૂકી દીધું તેમણે માસિકોમાં લેખ લખવા માંડયા. તેમાં કરેલા જયના ગુણગાન તથા રાજ્યની નિન્દાનો ચેપ બીજાં ગામોના યુવકોમાં ફેલાયો, અને, એ રીતે જયસંપ્રદાય સ્થપાયો, જયસ્વરૂપ નામે કોઇ તત્ત્વ કે દેવ છે એવી કલ્પના ઊભી થઇ, અને, તેની સ્તુતિ થવા લાગી.

અલબત્ત, આ જયવાદીઓ સહુ કવિઓ છે, પ્રેમમાં મગ્ન છે, ઇશ્કથી મસ્ત છે, ક્રૂર માશુકોની અવગણનાથી ઉદ્વિગ્ન છે. જય અને ઇશ્કના ઉલ્લાસ વડે તેઓ ઘણા અન્તરાય ઓળંગી ગયા છે. વિદ્વત્તા વિના તેઓ સાક્ષર બન્યા છે, ફારસી સાહિત્યના અભ્યાસ વિના તેઓ સૂફી બન્યા છે, પાંખો વિના તેઓ સૂર્યચન્દ્ર સાથે દોસ્તી કરી આવ્યા છે. અને, કવિતા રચવાનું તેમણે છેક સહેલું કરી નાખ્યું છે. જે સમયમાં મહેતાજીઓ જ બહુ ભાગે કવિતા લખતા! તે સમયની કવિતા મોળી અને રસશૂન્ય કહેવાય છે, પણ, એ કવિતા લખનારા પિંગળનો અભ્યાસ કરતા અને છન્દની રચનામાં ભૂલ કરતા નહિ એટલો ગુણ તો તેમની કાવ્યરચનામાં હતો જ. પરંતુ જયવાદી કવિઓ એ શ્રમ પણ લેતા નથી. "ગદ્યકવિતા"માં તો પિંગળનો દાવો હોતો નથી. પણ, જયવાદી કવિઓનાં કાવ્યોમાં તો જ્યાં મથાળે "શાર્દૂલવિક્રીડિત" લખ્યું હોય ત્યાં પિંગળના શાર્દૂલવિક્રીડિત છંદનું બંધારણ હોતું નથી, પણ, થોડો અક્ષરમેળ શાર્દૂલવિક્રીડિત, થોડો માત્રામેળ શાર્દૂલવિક્રીડિત, થોડો તાલહીન હરિગીત, થોડો ખોખારૂપ મન્દાક્રાન્તા એમ પિંગળના ભંગારની "રસમય ચૂંટણી" હોય છે. પિંગળની આવી કતલ તેઓ ફક્ત શાર્દૂલવિક્રીડિત છંદ રચતાં કરતા નથી, પણ, હરકોઇ છંદ રચતાં નિષ્પક્ષપાતપણે કરે છે એટલું ઇન્સાફ ખાતર કહેવું જોઇએ.

વિદ્વત્તા પ્રાપ્ત કરવાનો શ્રમ લીધા વિના જેઓ સાક્ષર થઇ

શકે છે તેમણે પિંગળ શીખવાનો શ્રમ શા માટે લેવો જોઈએ એમ કદાચ કહેવામાં આવશે, અને, આ ચર્ચામાં પિંગળનો પ્રશ્ન ઝાઝો પ્રસ્તુત પણ નથી. જયવાદથી કેવી કવિતા રચાય છે તેના થોડા નમૂના આપીશ તો બસ થશે.

( ગઝલ. )

નથી રાજ્યો અમે સ્થાપ્યાં, અરાજ્યો ન કદી કાપ્યાં !
અમે જયમાં સદા મસ્ત, વિના ઊગ્યે અમે અસ્ત.
સનમને હા ! નથી પરવા ! નહિ આવે કદી વરવા.
જખમ કેવો કરે ઊંડો ! સનમ પ્હેરે નહિ ચૂડો ! '

ગઝલના છેલ્લા ચરણથી તીવ્ર વેદના પામી સાક્ષરશ્રી હિમાલયે પુકાર કર્યો, ' જૂઠું છે ? ખોટું છે ? સનમને ચૂડો પહેરાવવો ? એવી માગણી અમે જયવાદી સાક્ષરો કરીએ ? સનમ હોય તે ચૂડો પહેરે ? ચૂડો પહેરે તે સનમ કહેવાય ? સનમ પદ પામનારની પદવી હવામાં, અને, ચૂડો પહેરનારની પદવી ધૂળમાં, તે બે એકઠાં કેમ થાય ? "સનમ" અને "ચૂડો" એ બે શબ્દોનો એક વાક્યમાં સમાવેશ શી રીતે થઈ શકે ? અમે સહુ જખમથી ઘાયલ થયેલા છીએ, અમારા સહુના જિગરમાંથી ખૂન વહે છે, અમે સહુ ગમગીનીથી આપઘાત કરવા તૈયાર થયેલા છીએ ! પણ, એ બધું શું ચૂડા માટે ? અમારો ઈશ્ક, અમારી મસ્તી, અમારું દીવાનાપણું, અમારી બેદરકારી, અમારી બેરોજગારીઃ એ બધાની કદર દુનિયા આવી જ કરે છે ! હા દુનિયા ! હા સનમ ! હા ચૂડો ! '

સાક્ષરશ્રી મૂર્છા પામી ગયા. શ્રીયુતોએ તેમને અનેક દુર્ગંધી પદાર્થો સુંઘાડી જાગ્રત કર્યા, અને, ચર્ચાપત્રનું વાચન આગળ ચાલ્યું:

‘ ગઝલના માપમાં ભૂલો હતી તે થોડો ફેરફાર કરી મેં સુધારી
પણ, નીચેના ભુજંગી છંદને છંદપણામાં લાવવો અશક્ય છે.

( ભુજંગી. )

અમે જયવાદી વન વનમાં ભમ્યા છીએ,
દીઠા બધે જય જયો ન રાજ્યો કંઈ છે;
નથી રાજ્યો તણી ઉત્કંઠા કદાપિ,
અહો જય ! અહા જય ! સદાકાળ કૃપા શિ !

નીચેના કાવ્યને મથાળે છંદનું નામ લખેલું નથી, માટે, તે “ ગદ્યકવિતા ” હોવી જોઈએ એવી નમ્ર કલ્પના ઘણા સંકોચ સાથે રજૂ કરું છું.

જય ! જય ! વહાલાંઓને જય કહેજો !
વહાલાંઓને વહાલાંઓને !
કહેજો કહેજો કહેજો કહેજો !
કહેજો જય કહેજો જય વહાલાંઓને જય !
વહાલાંઓને કહેજો જય ! જય વહાલાંઓને !

“ જય, ” “ વહાલાંઓને, ” અને “ કહેજો, ” માત્ર એ ત્રણ શબ્દો ઉપરથી કવિતાની પાંચ લીટીઓ થઈ છે અને પાંચસે થઈ શકે તેમ છે. કરકસરની જરૂર સર્વત્ર ઉત્પન્ન થઇ છે તે જમાનામાં શબ્દોની આવી કરકસર કેવી ઉપયોગી થઈ પડે !

જયસ્વરૂપની બેવકૂફી વિશે આ ઉપરથી પૂરતી માહિતી મળશે. બેવકૂફીનો વધારે પરિચય કરવામાં કોઇ રીતે લાભ નથી, બધી રીતે નુકસાન છે; માટે, હું આ વૃત્તાન્ત વધારે લંબાવતો નથી. પરંતુ

આ જયવાદનો ચેપ ન લાગે તે માટે હું એક ઉપાય લઉં છું તે જાહેર કરું છું. મારા ઉપર આવેલા કોઈ પત્રમાં મથાળે કે અંદરના લખાણમાં जयस्वरूप લખેલું હોય છે ત્યારે જ્યાં જ્યાં એ શબ્દ લખેલો હોય ત્યાં ત્યાં તે છેકી નાખી તેના ઉપર गर्दभपुच्छ શબ્દ લખું છું, અને, મારા ઉત્તર સાથે એવી રીતે સુધારેલો પત્ર પાછો મોકલું છું.

લિ. સેવક

ધતિંગ—વિરોધી.'

ચર્ચાપત્ર વંચાઈ રહેતાં સાક્ષરશ્રી હિમાલયે દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો, અને પછી, કેટલાક કાળ સુધી મૌન ધારણ કરી સામી ભીંત તરફ જોઈ રહ્યા. ભીંત કાંઇ બોલશે એવી આશા સાક્ષરશ્રીને હોય એમ જણાયું, પરંતુ, ભીંતે પણ મૌનની હઠ લીધી, અને આખરે, સાક્ષરશ્રીને પોતાના મૌનનો ભંગ કરવો પડ્યો. ભીંત તરફથી રોષમાં મોં ફેરવી નાખી શ્રીયુત પોતેશ્રી તરફ જોઈ સાક્ષરશ્રી બોલ્યા, ' આ દુષ્ટ ચર્ચાપત્રીને શોધી કાઢવાની આપનામાં તાકાત છે કે નહિ તે મને કહો. તાકાત હોય તો ત્વરાથી શોધમાં નીકળી પડો ! ખાવાપીવાનું છોડી દો અને રાતદિવસ શોધ કરો. તાકાત ન હોય તો આપની શોધવર્ધક સભા બંધ કરો અને વિખરાઈ જાઓ, સભામાં નાણાં એકઠાં કરેલાં હોય તો તે સારે માર્ગે વાપરી દો; કોઈ સાક્ષરને આપશો તો સદુપયોગ થશે. મને આપશો તો કેટલીક અગવડ છતાં આપ તરફની ઊંડી લાગણી ખાતર હું સ્વીકારીશ.'

આ જુસ્સાભર્યાં વચનથી પોતેશ્રી ચકિત થઈ ગયા હતા. પણ, તેમની હમેશની હોશિયારી મુજબ ક્ષણ વારમાં ઠેકાણે આવી જઈ

તેમણે ઉત્તર દીધો, 'ચર્ચાપત્રીને અને ચર્ચાપત્રીની આલ ઓલાદને શોધી કાઢવાની અમે આબાદ તાકાદ ધરાવીએ છીએ. એ વિશે વિવાદ હોય તો વિખવાદ થાય. શ્રીશોધવર્ધક સભા બીજી શોધો મુલતવી રાખી આ મોટી શોધ આ ઘડીથી ઉપાડી લે છે. ખાવા-પીવાનું છોડી દેવાની સૂચના અલબત્ત ધ્યાનમાં લેવા જેવી છે, પણ, હાલ આ શોધ સિવાય બીજા કોઈ વિષય વિશે વિચાર કરવાનું બની શકે તેમ નથી, તેથી, શોધનું કાર્ય પૂરું થતાં સુધી એ સૂચના સંબંધે નિર્ણય કરવાનું મોકુફ રાખીએ છીએ. સભા બંધ કરવાની અમંગલ સૂચના આપના મંગલ મુખમાંથી નીકળી તેથી અમારાં હૃદય ચિરાઈ જાય છે, પણ, આ શોધ ખાતર અમે હૃદયના ચીરા પર થીગડાં મારી લઈશું. સભાનાં નાણાં વિશે આપે બહુ માર્મિક ઈશારો કર્યો છે તેથી આપને જણાવીએ છીએ કે અમારી સભાને કશાની ન્યૂનતા નથી, એકમાત્ર નાણાંની ન્યૂનતા છે. અને, નાણાંની ન્યૂનતા એવી છે કે કેવળ અભાવ છે. અમે આશા રાખીએ છીએ કે અમારા તરફની ઊંડી લાગણી ખાતર આપ એ ન્યૂનતા દૂર કરશો. આ શોધનું કાર્ય અમે કીર્તિ ખાતર કરીએ છીએ; તેથી, ચર્ચાપત્રીની શોધના બદલામાં આપે નાણાં આપ્યાં એમ ગણાય નહિ તે માટે અમે શોધ કરીએ તે પહેલાં જ એ નાણાં આપ અમને આપશો.'

બે પક્ષમાંથી એકે પાસે નાણાં નહિ હોવાથી નાણાંની આપલે થઈ શકી નહિ. ચર્ચાપત્રીની શોધનો આરંભ કરવાનો શ્રીયુતોએ સંકલ્પ કર્યો તેટલાથી સંતોષ માની બન્ને પક્ષને છૂટા પડવું પડયું.

## પ્રકરણ છઠું

### કારભારીઓની ભૂમિ

"ઉદ્ધતલંટ" પત્રના તંત્રી પાસેથી ચર્ચાપત્રીનો પત્તો મળે તેમ નહોતું, તેથી, શોધનો આરંભ કરવાની યોજના કેવી રીતે કરવી એ વિચારવું અઘરું થઈ પડ્યું. ઘણા ચિન્તન, મનન, વિમર્શન, એકાન્તસેવન અને નિદિધ્યાસન પછી શ્રીયુતોએ ઠરાવ્યું કે દેશી સંસ્થાનોમાં ગુલતાનાં કોકડાં બહુ ગુંચાયેલાં હોય છે, તેથી,—જ્યાં માછલાં ઘણાં હોય ત્યાં બગલાં પણ ઘણાં હોય એ ન્યાયે—ગુલતાના ગુંચવાયેલા કોકડાં ઉકેલનારા પણ દેશી સંસ્થાનોમાં ઘણા હોવા જોઈએ; માટે, દેશી સંસ્થાનોમાં જઇ એવા ચતુર માણસોની મદદ લઇ આ શોધનું કાર્ય શરૂ કરવું.

સંસ્થાનોમાંની 'એજન્સી'ના મથક તરફ શ્રીયુતમંડળે રેલ્વે ટ્રેનમાં પ્રયાણ કર્યું. અજાણ્યા મુલકમાં પ્રવેશ કરતાં **पृच्छन्तो नराः पण्डिताः** એ શોધશાસ્ત્રનું સૂત્ર લક્ષમાં રાખવાનો શ્રીયુતોએ નિશ્ચય કર્યો. પરંતુ, સંસ્થાનોનું વાતાવરણ પાસે આવતું ગયું તેમ

## કારભારીઓની ભૂમિ

'મોટા સાહેબ,' 'નાના સાહેબ,' 'એજન્ટ સાહેબ,' 'આસિસ્ટન્ટ સાહેબ,' 'પ્રાંત સાહેબ,' 'ડેપ્યૂટી સાહેબ,' 'એ. જી. સાહેબ,' 'પી. એ. સાહેબ,' 'બાપુ સાહેબ,' 'બાપા સાહેબ,' 'બાપો સાહેબ,' 'શામજીભાઈ,' 'ભામજીભાઈ,' 'વામજીભાઈ:' ઇત્યાદિ અપરિચિત સંજ્ઞાઓ અને નામો એટલાં જથાબંધ ટ્રેનમાં આવતા ઉતારુઓને મોઢે સંભળાવા લાગ્યાં, અને, એ થોકડો એટલી ઝડપથી વધવા લાગ્યો કે સર્વ વિશે પૃચ્છાવ્યાપાર ચલાવવો અશક્ય થઈ પડ્યો. એ પદ વાપરનારા સહુ એમ માની લેતા હતા કે એ સંજ્ઞાઓ આખી પૃથ્વી પર મશહૂર છે, તેથી, શ્રીયુતોનું સંકટ વધતું હતું.

આવી શોધબાધક અવસ્થામાં વ્યાકુલિત ચિત્તે શ્રીયુતો ઊતરવાને સ્ટેશને આવી પહોંચ્યા. સ્ટેશન ઉપર ઉતારુઓ કરતાં આવકાર દેનારની સંખ્યા ઘણી વધારે હતી, અને, મુસાફરીના સાધન કરતાં આવકારની સામગ્રી ઘણી વધારે હતી. હારગોટાથી ભરેલા તાટ, દૂધ અને ચાથી છલકાતી તામડીઓ, મેવા મીઠાઈથી ઊભરાતા ખુમચા, ચળકતા રંગના અને પગની પાની સુધી પહોંચતા ડગલાવાળા સિપાઈઓ, સિપાઈઓથી ચડતા વિવિધ દરજ્જાના કામદારો: એ સર્વથી સ્ટેશનનું પ્લેટફૉર્મ એવું ભરાઈ ગયેલું હતું કે પ્લેટફૉર્મનો હેતુ આગગાડીમાં બેસવાની અને આગગાડીમાંથી ઊતરવાની સગવડ વધારવાનો ન હોય પણ આવકારનો ઠાઠ રચવાની અનુકૂલતા કરી આપવાનો હોય એમ દીસતું હતું. આવકાર દેનારામાં ઘણાખરા કોઈ અમુક ઉતારુઓને મળવાની ધારણાથી આવેલા નહોતા, પણ, જે કોઈ માન આપવા લાયક ઉતારુઓ મળી આવે તેમનો સત્કાર કરવાની પ્રબળ ઉત્કંઠાથી પોતાની સામગ્રીઓ ઊંચકાવી ફરતા હતા. આ સ્વયંવરની શોધનું રહસ્ય શ્રીયુતમંડળના સમજવામાં આવ્યું નહિ; પરંતુ, વખતે કોઈ સત્કારસામગ્રી શ્રીયુતો માટે આણેલી હોય તો તે આણવાનો શ્રમ લેનાર નિરાશ ન થાય એવી પરદુઃખભંજનની

વૃત્તિથી શ્રીયુતો પ્લેટફૉર્મ ઉપર થોભ્યા અને સત્કાર કરનાર નીકળી આવવાની વાટ જોવા લાગ્યા.

વિવિધ સામગ્રીઓ પર શ્રીયુતો લાલસાભરી દૃષ્ટિ નાખતા હતા તે એક સત્કારેચ્છુ ગૃહસ્થે ચપલતાથી નિરીક્ષણ કર્યું. તત્કાળ તેમનો એક માણસ શ્રીયુતો પાસે આવ્યો અને તેણે પૂછ્યું, 'આપનામાં કોઈ અમલદાર છે કે કોઇ અમલદારની કચેરીના માણસ છે!' શ્રીયુતોના નકારનો જવાબ પાછો જઈ પહોંચતાં સર્વ સત્કારેચ્છુઓમાં ત્વરાથી ફેલાઈ વળ્યો. તેને પરિણામે શ્રીયુતો તરફ કુતૂહલથી ઊરાતી દૃષ્ટિઓ બંધ થઈ ગઈ, સત્કારેચ્છુઓને શ્રીયુતોની હાજરીની વિસ્મૃતિ થઈ, સરભરાની સળવળ શ્રીયુતોથી દૂર ખસી ગઈ, અને, પ્લેટફૉર્મ ઉપરના દરિયામાં શ્રીયુતસંડળ બેટ જેવું જુદું પડી ગયું. વધારે વાર થોભવાથી નિરર્થક કાલવ્યય થાય છે એમ લાગવાથી શ્રીયુતો સ્ટેશન બહાર આવવા નીકળતા હતા તેવામાં જે સત્કારેચ્છુ ગૃહસ્થે શ્રીયુતોની પદવી વિશે ખબર પુછાવી હતી તેમણે સામા આવી પૂછ્યું,

'કાં! નાટકવાળા છો કે?'

શ્રીયુત પોતેશ્રી ચકિત થયા, પણ, આ પ્રશ્નમાં સમાયેલી ધૃષ્ટતા સભ્યતાના અભાવથી નહિ પણ શબ્દજ્ઞાનના અભાવથી ઉદ્‌ભવેલી હોવી જોઈએ એમ મનમાં નિર્ણય કરી તેમણે ઉત્તર દીધો,

'શોધને માટે કોઈ કોશમાં નાટક શબ્દ વપરાયો નથી.'

'શાની શોધ?'

'અમે શ્રીશોધવર્ધક સભાના સભાસદો હરકોઈ વસ્તુની શોધ કરવા ઉત્સુક છીએ. શોધ એ અમારા જીવનનું સર્વસ્વ છે. હાલ

એક ચર્ચાપત્રીની શોધ કરવા અમે નીકળેલા છીએ. અને, એ પ્રયાસમાં તન મન ધન સમર્પણ કરવાનો અમારો સંકલ્પ છે. આ ભૂમિમાં અમારી શોધ વિજયવંત થશે એમ અત્યંત આશાવંત છીએ.'

'માળાં કોઈ વેદિયાં જણાય છે!' એવો ઉદ્ગાર કરી સત્કારેચ્છુ ગૃહસ્થ ગરદીમાં અદશ્ય થઈ ગયા.

સ્ટેશન બહાર ગાડીઓ ઊભેલી હતી, પણ, તેમાંની કોઈ ભાડાની નહોતી. અમલદારો અને અમલદારોના તાબાના નોકરો સિવાય બીજા કોઈને એ ગાડીઓ મળે તેમ નહોતું, તેથી, શ્રીયુત મજૂર પાસે સામાન ઊંચકાવી ગામમાં જઈ ધર્મશાળામાં ઊતર્યા. ધર્મશાળાનો જે મેડો ભાડે મળ્યો તેની સામેના મેડા તરફ નજર જતાં લાયબ્રેરીનું પાટિયું જોવામાં આવ્યું તેથી શ્રીયુતોને જ્ઞાનભંડારના પડોશથી સંતોષ થયો. પરંતુ, એ સંતોષ ઘણી વાર ટકી શક્યો નહિ. લાયબ્રેરીમાંના વાચકો શ્રીયુતોને જોઈ વર્તમાનપત્રો પડતાં મૂકી બારીઓએ દોડી આવ્યા, અને, 'આ કોણ આવ્યા?' 'કયા ગામના છે?' 'કોને મળવા આવ્યા છે?' 'કોના સગા છે?' એવા પોકાર અનિવાર્ય કુતૂહલથી તેમણે ચારે તરફથી ફેલાવી મૂક્યા. શ્રીયુતો સાંભળે તેમ મોંટેથી આ પ્રશ્નો પૂછવામાં તેમને કાંઈ સંકોચ થતો નહોતો, પણ, શ્રીયુતોને પોતાની સ્થિતિ ગુંચવણ ભરેલી લાગતી હતી. લાયબ્રેરીના વાચકોએ શ્રીયુતોનો સામાન લાવનાર મજૂરોને, ધર્મશાળાના નોકરોને, રસ્તે જનારા લોકોને, અને, જે કોઈ નજરે પડે તેમને આ પ્રશ્નપરંપરાથી ઘેર્યા, પણ, તેમના પ્રશ્નનું સમાધાન થયું નહિ. ચિત્તને કોરી ખાતી અતૃપ્ત જિજ્ઞાસાની વેદના સહન ન થયાથી આખરે એ વાચકો લાયબ્રેરીના માળ પરથી ઊતરીને શ્રીયુતોએ મુકામ કર્યો હતો તે માળ પર આવ્યા, અને,

એકબીજાને બેસવાનો આગ્રહ કરીને બન્ને જણ શ્રીયુતોની સામે બેઠા. નિમંત્રણ વગરના અને અનુજ્ઞા વગરના આ પ્રવેશથી શ્રીયુતો આશ્ચર્ય પામ્યા, અને, રાજસ્થાનોમાં વિનયના કાંઇ જુદા નિયમો પ્રવર્તતા હોય તો તેની શોધ કર્યા વિના સંભાષણનો આરંભ શી રીતે કરવો એ વિચારમાં પડયા. પરંતુ, તેમને ઝાઝી વાર વિચાર કરવો પડયો નહિ. અદાલતમાં સાક્ષી પાંજરામાં આવતાં વાર તેને તેનું "નામ, બાપનું નામ, ધર્મ, ઉંમર, નાત, રહેઠાણ" એક પછી એક પૂછવામાં આવે છે તે પ્રકારે આ જિજ્ઞાસુઓએ પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાત વિના પૃચ્છાવ્યાપાર પ્રવર્તાવ્યો. "શ્રીશોધવર્ધક સભા"નું નામ સાંભળતાં જ બેમાંનો એક જણ બારીએ દોડયો અને લાયબ્રેરીની બારીઓ તરફ જોઇ ધાંટા પાડી કહેવા લાગ્યો,

'શ્યામશંકરભાઈ! શ્યામશંકરભાઈ! આ તો આગગાડી પર છેલશંકરભાઇને ઓલ્યા વેદિયા મળ્યા હતા તે છે. જોવાં હોય તો આવો!'

લાયબ્રેરીની બારીએથી શ્યામશંકરભાઇએ સાવચેતીનો પ્રશ્ન પુકાર્યો,

'એમાં કોઇ અમલદાર છે?'

'અરે! અમલદાર હોય તો ધર્મશાળામાં આવીને ઊતરે? કોઈ દરબારના ઉતારામાં મુકામ ન કરે! આ તો કોઇ અલફાઉ મુસાફર છે. આવો! આવો!'

શ્રીયુતમંડળમાં બીજી ગમે તે ખામી હશે, પણ શાન્ત અને સહનશીલ સ્વભાવની એ મંડળમાં ખામી નહોતી. તોપણ તેમના જ રહેઠાણમાં વગર કહે આવી તેમનું આવું છડેચોક અપમાન કરનારની નિર્લજ્જતા જોઈ તેમની શાન્તિ અને સહનશીલતા નષ્ટ થયાં. શ્રીયુત

કરેલું અપમાન 'ધતિંગ–વિરોધી' નામધારીને શોધી કાઢવાના મહાકાર્યના મહત્ત્વના પ્રમાણમાં કાંઇ વિસાતમાં નથી; માટે આ કાર્યમાં એની મદદ લેવામાં હરકત નથી.'

આથી સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો કે આ કાર્ય માટે તે વ્યક્તિની મદદ લેવી.

ઠરાવ તો કર્યો, પણ એ ગૃહસ્થનું મકાન શોધી કાઢવાનું બહુ મુશ્કેલ હતું. પણ, આજે શ્રીયુત ફોગટચંદની શોધનશક્તિ ખૂબ વેગથી પ્રવર્તમાન થઇ રહી હતી. તેમણે કહ્યું, 'મેં એવી શોધ કરી છે, કે એ કારભારી અથવા એના મદદનીશનું નામ છેલશંકર છે; અને એમને માનાર્થે 'ભાઈ'ની ઉપાધિ લગાડવામાં આવે છે. વળી એટલી જ મહત્ત્વની શોધ મેં એ કરી છે કે હાલ અહીં આવી આપણે માટે પૃચ્છાવ્યાપાર પ્રવર્તાવનાર અવિનયી ગૃહસ્થ એ છેલશંકરના નિવાસસ્થાનથી જ્ઞાત છે.'

જરાવાર અટકીને તેમણે કહ્યું, 'મેં ત્રીજી શોધ એ કરી છે કે એ પૃચ્છાવ્યાપારપટુ ગૃહસ્થ સામેની લાયબ્રેરીમાં હાલ વિરાજમાન છે. એમની પાસે જવાથી આપણે શ્રી છેલશંકર, માનાર્થે 'ભાઇ'નો પત્તો મેળવી શકીશું.'

શ્રી ફોગટચંદે કરેલી આ મહાન શોધોથી બધા શ્રીયુતો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. આ શોધો તેમણે કઈ રીતે કરી એ વિષે બધા શ્રીયુતોએ એમને ખૂબ આગ્રહથી પૂછ્યું, પણ તેમણે એ ગુહ્ય બહાર પાડી દેવાની સ્પષ્ટ ના કહી.

અંતે પોતેશ્રી બોલી ઊઠયા, 'સમજ્યો ! સ્ટેશન પર મળેલ વ્યક્તિ કારભારી છે એવી શોધ મને જેમ સહજોપલબ્ધિથી ઉપલબ્ધ થઈ, તેમ એથીયે વિશેષ મહત્ત્વની આ શોધો શ્રીયુત ફોગટચંદને

## કારભારીઓની ભૂમિ

વ્યાકરણને આપણે પૃચ્છા વડે ગુંગળાવવું ન જોઈએ. સહજોપલબ્ધિ એ હરકોઈની આગવી, અને માટે, ખાનગી રહેવાયોગ્ય સિદ્ધિ છે.' સહજોપલબ્ધિથી સાંપડી છે, અને, સહજોપલબ્ધિના વ્યાપારના

બધા શ્રીયુતોની નજર ફ્રોગટચંદ તરફ ફરી. એમણે ડોકું હલાવ્યું એટલે બધા શ્રીયુતોએ પોતાની દુર્દમ્ય જિજ્ઞાસા, શ્રી શંભુના ત્રીજા લોચનથી ભસ્મ થઈ ગઈ હોય તેવી નિઃશેષ રીતે, દબાવી દીધી.

હવે પ્રશ્ન એ થયો, કે પૃચ્છાવ્યાપારપટુ પાસે જઈ શ્રી છેલ-શંકર, માનાર્થે 'ભાઈ' વિશે પૃચ્છા કોણ કરે? દરેક શ્રીયુતે આ કાર્યની સાફ ના પાડી.

અંતે પસંદગી વિકલ્પે બે વ્યક્તિઓ ઉપર ઊતરી. કેટલાકે કહ્યું કે આ મહત્ત્વની શોધ શ્રીયુત ફ્રોગટચંદે કરી હોવાથી આ પૃચ્છા પણ એમણે કરવી જોઈએ. શ્રીયુત ફ્રોગટચંદે પ્રસ્તાવ મૂકયો અને બીજા કેટલાકે એને ટેકો આપ્યો, કે "આવું મહાન જવાબ-દારીવાળું કાર્ય સાંગોપાંગ પાર ઉતારવાની શક્તિ માત્ર આપણા પ્રમુખશ્રીમાં છે, અને હોદ્દાની રૂએ પણ તેઓ જ આપણામાં મોટા છે, તો એ કાર્ય કરવાના માનના અધિકારી તેઓ એકલા જ ગણાય, બીજા કોઈ નહિ. અતએવ એ કાર્ય તેમણે જ પાર પાડવું."

આ મુદ્દા પર ખૂબ વાદવિવાદ ચાલ્યો, ને અંતે શોરબકોર વધવા લાગ્યો. પા કલાકમાં તો એ સ્થાન શાબ્દિક યુદ્ધભૂમિમાં ફેરવાઈ ગયું. નવાગંતુકોમાં આ કોલાહલ શાનો એવી જિજ્ઞાસા રોકી ન શકાવાથી લાયબ્રેરીમાંના ગૃહસ્થોએ બીતાં બીતાં બારીએ આવી તે તરફ આડકતરા ને પાછળથી સીધા દૃષ્ટિપાત કરવા માંડયા.

બધાના મગજનો પારો બહુ વધી ગયેલો જોઈ, ને દરેકને પોતાના શબ્દ સિવાય બીજા કોઈના શબ્દો સંભળાતા નહોતા તે

જોઈ શ્રીયુત કાદવચંદે મોટેથી તાળી પાડી ઊભા થઈ બોલવા માંડયું. બધા શ્રીયુતોએ આશ્ચર્યના આવેગના પ્રવેગના ઉદ્વેગથી તેમની સામે જોવા માંડયું, ને એ આશ્ચર્યની પ્રેરી જ તેમની જીભ અવાક થઇ ગઈ.

'મેં એક અફલાતુન ઉપાયની શોધ કરી છે, જે માટે હું "શ્રીયુત" પદ પર હક કરી શકું, પણ, વિનયને લીધે તેમ કરતો નથી. મારી શોધ એ છે કે પહેલાં શ્રીયુત પોતેશ્રી, તે પછી શ્રીયુત ફોગટચંદ, ને તે પછી શ્રીશોધવર્ધક સભાના સર્વે સભ્યો. એ આકારમાં આપણે સહુ સાથે જઈએ તો આ વિવાદ અને કોલાહલનો અંત આવે.'

સર્વે શ્રીયુતોને આ સૂચના પસંદ પડી, અને, એક ક્ષણનાયે વિલંબ વિના તેમણે તે અમલમાં મૂકી.

જોઈ શ્રીયુત કાદવચંદ્દે મોટેથી તાળી પાડી ઊભા થઈ બોલવા માંડ્યું. બધા શ્રીયુતોએ આશ્ચર્યના આવેગના પ્રવેગના ઉદ્વેગથી તેમની સામે જોવા માંડ્યું, ને એ આશ્ચર્યની પ્રેરી જ તેમની જીભ અવાક થઈ ગઈ.

'મેં એક અફલાતુન ઉપાયની શોધ કરી છે, જે માટે હું "શ્રીયુત્" પદ પર હક કરી શકું, પણ, વિનયને લીધે તેમ કરતો નથી. મારી શોધ એ છે કે પહેલાં શ્રીયુત પોતેશ્રી, તે પછી શ્રીયુત ફોગટચંદ, ને તે પછી શ્રીશોધવર્ધક સભાના સર્વે સભ્યો, એ આકારમાં આપણે સહુ સાથે જઈએ તો આ વિવાદ અને કોલાહલનો અંત આવે.'

સર્વે શ્રીયુતોને આ સૂચના પસંદ પડી, અને, એક ક્ષણનાયે વિલંબ વિના તેમણે તે અમલમાં મૂકી.

# પ્રકરણ સાતમું

## લાયબ્રેરીમાં

મોટા શોરબકોરને અંતે બધા શ્રીયુતો ક્યાં જતા હશે તે જાણવાની જિજ્ઞાસા લાયબ્રેરીનિષ્ઠોને દુર્વાર થઈ પડી. તેઓ એ વિશે આજુબાજુના સાથે પૂછપરછ શરૂ કરે તે પહેલાં તો પોતેશ્રી, તેની પાછળ શ્રીયુત ફોગટચંદ અને તે પાછળ બધા 'વેહિયાં' લાયબ્રેરીના પગથિયાં ચડતાં દેખાયા. એક ક્ષણમાં બધા લાયબ્રેરીનિષ્ઠોએ પોતાનાં ડોકાં બારીમાંથી અંદર ખેંચી લીધાં, ને બીજી ક્ષણે દાદર માર્ગે પહેલું નીચે કોણ પહોંચી જાય તેની ઘોડદોડના જેવી પ્રબળ શરત જામી પડી.

આ શરતમાં જીત શ્યામશંકરની થઈ. એ પહેલા ઊતરવા આવ્યા. એમની તરત જ પાછળ અર્ધચંદ્ર પામેલા, અને તે પછી અર્ધચંદ્ર પામતા રહી ગયેલા ગૃહસ્થ હતા.

સીડીની બરાબર અધવચ્ચે શ્યામશંકર અને ગોદડચંદનો ભેટો થઈ ગયો.

પોતેશ્રીએ શ્યામશંકરનું બાવડું પકડયું.

આ સાથે જ, વીજળીનો આંચકો લાગતાં માણસ જડ બની જાય તેમ, શ્યામશંકર જડવત્ ઊભા રહી ગયા. બાકીના બધા ઊતરનારાએ ઊંધી દિશામાં—લાયબ્રેરીના ઓરડામાં જવાને—પહેલા જેવી જ શરત મારી મૂકી. અડધી મિનિટમાં તો દરેક જણ લાયબ્રેરીના ઓરડામાં સીડીથી બને તેટલે દૂરને ખૂણે ભરાઈ ગયું.

પોતાને પૂછવાનું છે તે આ વ્યક્તિને નહિ એવો ખ્યાલ આવતાં શ્રીયુત પોતેશ્રીએ તેમનું બાવડું મૂકી દીધું. આ છૂટકારાથી શ્યામશંકર, માનાર્થે 'ભાઈ'ને એટલો આનંદ થયો કે બે ત્રણ પગલાંમાં જ તેમણે બાકીની અડધી સીડી પૂરી કરી નાખી, ને પાછું જોયા વિના ત્યાંથી અલોપ થઈ ગયા.

શોધવર્ધનની વીરશ્રીથી પ્રદીપ્ત ગોદડચંદ, ફોગટચંદ અને બીજાઓ આગળ વધવા લાગ્યા. ઉપરના ઓરડાનો એકેએક જણ ધ્રૂજવા લાગ્યો.

ગોદડચંદ, ફોગટચંદ અને કાદવચંદે ઉપર પહોંચી વારાફરતી દરેકનું બાવડું પકડી એની મુખમુદ્રાનું બારીક નિરીક્ષણ કરવા માંડયું. જે માણસ આમ શ્રીયુતોના હાથમાં આવતો તેના હોસકોસ ઊડી જતા. પોતાને ઉતારે આવેલો પૃચ્છાર્થી આ નથી એવી પ્રતીતિ થતાં શ્રીયુતો તે તે વ્યક્તિનું બાવડું છોડી દેતા. તે જ ક્ષણે એ વ્યક્તિ સીડી તરફ દોટ મૂકતી, ને પડવા આખડવાની જરાયે ભીતિ વિના ચાર પાંચ પગલાંમાં સીડી ઊતરી અલોપ થઈ જતી.

શ્રીયુતોના હાથમાંથી આમ પસાર થઈ એકેએક વ્યક્તિ નીચે ઊતરી પડી, ને લાયબ્રેરીનું વાચનાલય ખાલી થઈ ગયું.

શ્રીયુતો એકબીજાની સામે જોવા લાગ્યા. પેલી પૃચ્છક વ્યક્તિ કેવી રીતે અલોપ થઈ ગઈ? કે, મૂળથી જ એ અહીં નહોતી?

કેટલાક શ્રીયુતોને શંકા થવા લાગી કે શ્રીયુત ઢોંગટચંદને સહજોપલબ્ધિથી પ્રાપ્ત થયેલી ત્રીજી શોધ ખોટી હતી કે શું? શ્રીયુત ઢોંગટચંદને પોતાને પણ ધીરે ધીરે એવી શંકા થવા લાગી. એટલામાં એમને પોતાની સામેના ખૂણામાં એક છાપું હવામાં અદ્ધર લટકતું, ને લટકતાં લટકતાં હાલતું દેખાવા લાગ્યું. તેઓ મક્કમ પગલે એ તરફ ગયા, હવામાં આધાર વિના લટકતા છાપાને એક બાજુએ હડસેલી કાઢ્યું, ને એની નીચેથી એક વ્યક્તિને હાથ પકડીને ખેંચી કાઢી. થરથર ધ્રૂજી રહેલ એ માણસ બીજું કોઈ નહિ પણ પૃચ્છક પોતે જ હતો!

શ્રીયુત ઢોંગટચંદનો હાથ છોડાવી તરત જ એ એમને પગે પડ્યો, અને, પગ પકડી ધ્રૂજતો ધ્રૂજતો બોલવા લાગ્યો,

'મને માફ કરો બાપુ. મારો ગનો થિયો. આટલો ગનો માફ કરો. ફરી વાર એમ નહિ કરું માબાપ! હું તમારી ગાય છું! એજન્ટ સાહેબને નહિ કહેતા ભાઈશાબ, નહિ તો મારો તો રોટલો જશે! હું બચરવાલ રખડી પડીશ મહેરબાન—મારો આટલો ગનો માફ કરો બાપલિયા! હું તમારો ઘોડો છું, ગધેડો છું, હજામ છું—મને છોડી મેલો કાકા!'

એક શ્વાસે આટલું બોલી જઈ એ માણસે એ જ શબ્દોનો ઘન જટા વગેરે ક્રમે પાઠ કરવા માંડ્યો.

લાયબ્રેરીની બહાર રસ્તા ઉપર ધીરે ધીરે કરતાં લોકો ભેગા થઈ ગયા ને એમનો મિશ્ર અવાજ ઉપર સુધી સંભળાવા લાગ્યો.

દરેક જણ ઇચ્છવા લાગ્યું કે ટોળામાંનું કોઈ ઉપર જઈ તપાસ કરે તો સારું. છતાં એક પણ માણસે પોતે ઉપર જવાની અવિનયી અને અનધિકાર ચેષ્ટા કરી નહિ.

પૃચ્છકની નિષ્કારણ કાકલૂદીથી શ્રીયુતો પણ મુંઝાવા લાગ્યા. શાંત કરવાના અનેક ઉપાયોની સહજોપલબ્ધિથી શોધ કરી તેમણે તેને શાંત પાડયો.

એ જરા સ્વસ્થ થયો એટલે શ્રીયુત ગોદડચંદે પૂછ્યું, 'માનાર્થે ભાઈની ઉપાધિથી વિભૂષિત શ્રી છેલશંકર કયા ભવનને પોતાના નિવાસથી અલંકૃત કરી રહ્યા છે ?'

આ સવાલ બેત્રણવાર પુછાયો ત્યાં સુધી તો પૃચ્છકના મગજ પર કાંઈ પ્રકાશ પડયો નહિ. પણ અંતે સવાલનું તાત્પર્ય સમજાતાં એ પાછો શ્રીયુત ગોદડચંદના પરમપવિત્ર ચરણકમળમાં ઢળી પડયો, ને બોલ્યો, 'છેલભાઈને મારી ફરિયાદ ન કરશો બાપુ ! એ મારી માશીની ફોઈની કાકીની મામીના ફુઆના છોકરા થાય છે; પણ તમે ફરિયાદ કરશો તો મારો ગનો એમના મનમાં વસ્યા વિના રહેશે નહિ. હું તો બાપા ! રોટલે રઝળી જઈશ.'

એ પછી રોટલે રઝળવાના ગેરફાયદા એણે ધન જટા વગેરે ક્રમમાં ફરી ફરી કહી સંભળાવ્યા.

'શ્રી છેલશંકર સમક્ષ ઉપસ્થિતિ અને તેમનાં દર્શનનો આશય ભવાન વિરુદ્ધ અભિયોગનો નહિ પણ અસ્માકં એકાનિ શંકાનો ઉકેલ મેળવવાનો છે.' શ્રીયુત પોતેશ્રીએ કહ્યું.

વાક્યનો પૂર્વાર્ધ ન સમજાતાં પૃચ્છકે કહ્યું,

'ફુલભાઈને મારું નામ ન આપતા બાપુ. આપ કહો ઈ કામ કરી દઈશ: અહીંના ન્યાયાધીશ સાહેબ મારા મામાના મામાના મામાના મામાની છોકરીની છોકરીના છોકરાના કાકાના સાઢુ થાય છે, અહીંના તળાટી સાહેબ મારા ફુઆની બહેનના બનેવીની સાળીના જેઠના છોકરાના પિતરાઈ થાય છે. એજન્ટ સાહેબની કચેરીમાં મારી બહુ ઓળખાણ છે. તુમાર ગુમ કરવો હોય તો ત્રીસ રૂપિયા. એક તુમાર બદલીને બીજો મૂકવો હોય તો સાઠ રૂપિયા. આખી ફાઇલ ગુમ કરવી હોય તો બસો રૂપિયા—પણ તમને દોઢસોમાં કરાવી આલીશ. રેકોર્ડકલાર્ક મારો ખાસ દોસ્તાર છે. અમારા બધા ધંધામાં અમારો અડધોઅડધ ભાગ. જો તમારે—'

એને વચ્ચેથી જ અટકાવી શ્રીયુત ગોદડચંદે કહ્યું, 'આપશ્રી કહો છો એવું કોઈ કાર્ય અમારે છે નહિ, ને આપે કહ્યા તે ઉપાયે વિશ્વવિખ્યાત શ્રીશોધવર્ધક સભાનો કોઈ સભ્ય કાંઈ કાર્ય કરાવે નહિ. અમારે તો માત્ર એક મહાપાપીને શોધી કાઢવો છે, ને તે માટે આ નગરમાં, ને હાલ આપ પાસે, અમારું આગમન થયું છે.'

આ શબ્દો સાંભળતાં જ પૃચ્છકને અર્થલાભ દેખાયો, ને ભયનું કારણ પૂરેપૂરું દૂર ન થયું હોવા છતાં એનો ભય ક્ષણવાર માટે અલોપ થયો. ડાબી આંખ પટપટાવી એણે કહ્યું, 'અરે, એ તો ચપટીમાં કરી દઈએ. આપને સાચા ગનેગારનું શું કામ છે? જેની સામે અદાવત હોય એનું નામ-ઠેકાણું આપો, એટલે અબઘડી ચડાવી દઈએ. પાંચહજાર ખરચો તો ગમે તે આરોપ મૂકી ફાંસીએ પણ લટકાવી દઈએ.'

આ શબ્દો કાને પડતાં જ કેટલાક શ્રીયુતોની છાતીનાં પાટિયાં બેસી ગયાં, ને બાકીનાના શ્વાસોશ્વાસ બિલકુલ થંભી ગયા. અત્યાર

સુધી પૃચ્છક શ્રીયુતોથી બીતો, હવે શ્રીયુતો પૃચ્છકથી બીવા ને થરથરવા લાગ્યા.

શ્રીયુતો અને પૃચ્છક વચ્ચે આ વાતો ચાલતી હતી તે દરમ્યાન નીચેનો કલરવ એકદમ વધ્યો, પછી તરત જ શાંત થઈ ગયો, ને પૃચ્છકનું છેલ્લું વાક્ય પૂરું થતાં તો એક જમાદાર સાથે પોલીસના પાંચછ માણસો ઉપર ચડી આવ્યા.

તરત જ પૃચ્છક શ્રીયુતોને કરગરીને કહેવા લાગ્યો, 'મને બચાવો બાપજી. તમે કહેશો ઈ કામ કરી આલીશ—એક જંઈ નહિ લઉં, પણ મને છોડાવો બાપ!'

પણ હવે બીવાનો વારો શ્રીયુતોનો હતો. ધાધલ કરી લાયબ્રેરીમાં ધસી જવાના, શહેરીઓને ત્રાસ પમાડી પૈસા પડાવવાના, શ્યામશંકર દવેની ગેરકાયદે અટકાયત કરવાના, તેમનું અને બીજા શહેરીઓનું ખૂન કરવાનું કાવતરું રચવાના—આ અને બીજાં ચારપાંચ કારણો દર્શાવી જમાદારે શ્રીયુતોની ધરપકડ કરવા માંડી. ફટાફટ બેડીઓ જડાવા લાગી.

અંદરથી ખૂબ બીતાં, પણ બહારથી દમામ રાખી શ્રીયુત પોતેશ્રીએ કહ્યું,

'આપ અમારા જેવા પરમ સેવકો અને જનહિતકારી મહાનુભાવોને અટકમાં લઈ ઘોર પાતક અને તેથીયે ઘોર અન્યાય કરી રહ્યા છો. લાયબ્રેરીમાં આવવાનો અમારો આશય ધાંધલ કે ધમાલ કે તોફાન કે મારામારી કે દંગો કે ફિસાદ કરવાનો હતો નહિ, છે નહિ, હોઈ શકે નહિ, હોઇ શકે એમ સંભવે નહિ. અહીં આવવાનો અમારો એકમાત્ર આશય અને હેતુ અને કારણ અને

લાયબ્રેરીમાં
પ્રયોજન આ શહેરના કારભારી યા તેમના મદદનીશ શ્રી છેલશંકરે,
આનાથે 'ભાઇ' નું ઠેકાણું જાણવાનો છે. એમને એક જરૂરી કામે
મળવા માટે આ નગરમાં અમારું આવાગમન થયું છે, અને એમના
અને અમારા મિલનમાં અંતરાય નાખી આપશ્રી એસની અને તેથીયે
પ્રબળ એવી શ્રીશોધવર્ધક સભાની ખફગી યાને નારાજી ઉર્ફે
ઈતરાજી વહોરી રહ્યા છો, જે આપની પતરાજીનું સૂચક યાને દ્યોતક
યાને નિર્દેશક છે.'

જમાદાર અનુભવી હતો, છતાં નાયબકારભારી છેલશંકરભાઇને
છેલશંકર એવા ટૂંકા નામે—'માનાર્થે' 'ભાઈ' 'નો અર્થ એને
સમજાય એમ નહોતું—બોલાવનારની ધરપકડ કરતાં એ ખંચાયો.

જરાયે આડપડદો રાખ્યા વિના એણે સિપાઈઓમાંના એકને
કહ્યું: 'નરોત્તમ, આ લોક તો છેલશંકરભાઈનું નામ લે છે. વખત
છે એમના કોઇ સગા કે વગના માણસ હોય તો ?'

નરોત્તમે કહ્યું, 'એમ કરો સાહેબ. આ લોકોને માનમર્તબાથી
છેલશંકરભાઈ આગળ લઈ જઇએ. એમના વગના માણસ હશે તો
આપોડા છોડાવી મૂકશે. એમ હોય તો કહીશું કે લાયબ્રેરી આગળ
વિલ થતી હતી એમાંથી બચાવી લાવ્યા. અને એમના વગના ન
હોય તો મારતા મારતા ચાવડીએ લઇ જઇશું, અને, છ મહિના
ગોંધી મૂકશું. એટલે જન્મારાની એ ભૂલી જશે.'

છેલ્લી પંદર મિનિટમાં શ્રીશોધવર્ધક મંડળના સભ્યોની
નજર સમક્ષથી અનેક શોધો, ધૂમકેતુ જેવા તેજસ્વી ઝબકારા કરી
પસાર થઈ રહી હતી. 'વગના હોય તો કહીશું કે અમે ધાંધલમાંથી
છોડાવી લાવ્યા, ને વગના ન હોય તો મારતા મારતા ચાવડીએ
લઈ જઇશું' વગેરે શબ્દોમાંથી પ્રકટ થતી દેશી સંસ્થાનના પોલીસ
ખાતાના માનસ અને કાર્યપદ્ધતિ વિશેની શોધ તો અદ્ભુત હતી.

પણ, શ્રીયુતોનું ધ્યાન અત્યારે બીજી બધી શોધો બાજુએ મૂકી ભીતિ અનુભવવામાં, ને એમાંથી સમય ફાજલ પડે તો વર્તમાન ધર્મસંકટમાંથી ઊગરવાના ઉપાયોની શોધ કરવામાં લાગી ગયું હતું.

નરોત્તમના વાક્યના ઉત્તરાર્ધથી એકેએક શ્રીયુત પગથી માથા સુધી ધ્રૂજી ઊઠ્યા. પણ તત્કાળ તો જમાદારે સિપાઈઓને 'જેને જેને બેડી મારી છે તે ખોલી નાખો' એવી આજ્ઞા કરી, ને તેનો તરત જ અમલ થયો.

આથી રાહત અનુભવી, ને બાકીનું છેલશંકર, માનાર્થે 'ભાઈ' પાસે જોઈ લેવાશે એમ ગણી પોતેશ્રી અને શ્રીયુતોએ પરાણે જીવ હેઠે બેસાડ્યો.

આ તબક્કે પૃચ્છકે ધીરેથી પગથિયાં ઊતરવા માંડ્યાં. નરોત્તમે ઈશારતથી આ બતાવ્યું એટલે જમાદારે તરત જ બૂમ પાડી,

'કેમ અલ્યા, તું ક્યાં ચાલ્યો ?'

પૃચ્છકે જવાબ આપવાને બદલે પોતાની ગતિ અટકાવી, પણ ઊલટાવી નહિ; અને દાદર ઉપર આકાશ અને પૃથ્વી વચ્ચે અધવચ લટકતા ત્રિશંકુની ઉપમાને સાર્થક કરતો શોભવા લાગ્યો.

અત્યારસુધી લગભગ શાંત ભાષામાં વાત કરતા જમાદારે કાનના પડદા ફાડી નાખે એવી બૂમ પાડી, 'ઉપર આવ!'

એ જ ક્ષણે પૃચ્છકે પોતાની દિશા બદલી, ને પુરુષ હોવા છતાં ગજગમના ગતિએ સીડી ચડવા માંડી.

એ સીડીને છેલ્લે પગથિયે હતો ત્યાં જ જમાદારે પૂછ્યું. 'કેમ અલ્યા, પાંચ હજાર લઈને કોનું ખૂન કરી આપ છ ?' નીચેનો શોરબકોર, ઉપર આવવાની ધાંધલ અને દાદર ચડતાં ફાંદને પડેલા શ્રમને લીધે, ને સૌથી વિશેષ તો પોતાની ફરજ ન્યાયાધીશની જેમ

ફાંસીએ ચડાવવાની નહિ પણ ખૂન પકડવાની હોવાથી જમાદારને પૃચ્છકનું છેલ્લું વાક્ય આવા સ્વરૂપે સંભળાયું હતું.

શ્રીયુતો ઉપર ખૂનના કાવતરાનો આરોપ કઇ રીતે મુકાયો તેનો ખ્યાલ પોતેશ્રીને હવે આવ્યો. એ કાંઇ બોલવા જતા હતા એટલામાં પૃચ્છકે કહ્યું,

'અરે બાપુ, હોય કાંઈ? આપની કાંઈ સાંભળવાની ભૂલ થઇ હશે. બાકી—'

જમાદારે તાર ગ્રામની છેલ્લી કલમમાં એક સ્વસ્તિ વચન સંભળાવ્યુ.

પૃચ્છક તે જ ક્ષણે બોલતો બંધ થઇ ગયો અને ધ્રૂજવા લાગ્યો.

'તારું નામ શું છે?'

'નારોશંકર,' પૃચ્છકે ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું.

'નારાનો શંકર! નારો નામ નાડા પરથી આવ્યું કે નારી પરથી?' અપશબ્દોના સમૃદ્ધ કોશથી સંપન્ન બ્રાહ્મણ જમાદારે વ્યુત્પત્તિશાસ્ત્રનો પોતાનો શોખ દર્શાવ્યો.

છેલશંકર, માનાર્થે 'ભાઇ'ના નિકટના સમાગમે પરાણે હિંમત ભેગી કરી સંસ્થાનોની ભૂમિના વાસીને શોભે એવો જવાબ આપ્યો, 'હું તો મને શી ખબર, બાપુ? મારી ફઈ જાણે.'

શબ્દસંગ્રહપટુ ને વ્યુત્પત્તિવિદ ફોજદાર તર્કશાસ્ત્ર નહોતા શીખ્યા. એ જ સપ્તકમાં બે કલ નીચે ઊતરી એમણે જવાબ આપ્યો, 'પૂછીએ તેનો જવાબ આપ!' અને સાથે હાથમાંની સોટી નાડી યા- નારીના શંકરને ખેંચી કાઢી.

આગળ જમાદાર, એની પાછળ શ્રીયુતો, એની પાછળ એક પોલીસના હાથે પકડાયેલો બેડીધારી નારોશંકર, ને એની પાછળ બાકીના પોલીસો, એમ સાજન નીચે ઊતર્યું.

દાદર પર જમાદારનો પગ પડતાં જ નીચે શાંતિ છવાઈ ગઈ, ને ટોળામાંથી અડધા કલાક પર જેઓ લાયબ્રેરીમાં હાજર હતા તે બધા ચોરપગલે વંજો માપવા લાગ્યા.

મૂછે તાવ દેતા જમાદાર, ને એની પાછળ આખું સરઘસ છેલશંકર, સાનાથે ' ભાઈ ' ના ઘર તરફ ચાલવા લાગ્યું.

થોડો થોડો અવાજ કરતું ટોળું છેલ્લા પોલીસ પછી દસ ફૂટનું ચોખ્ખું અંતર રાખી ધીરે ધીરે આગળ વધવા માંડ્યું.

# પ્રકરણ આઠમું

## રસ્તામાં

અટકાયતી અને પોલીસોનું સાજન પાંચદસ ડગલાં આગળ ચાલ્યું તે પછી પોતેશ્રીએ સહેજ ઝડપ વધારી, અને જમાદારની સાથે થઈ ગયા. જમાદારે પહેલાં તો હમેશની ટેવ મુજબ સોટી હવામાં વીંઝી, પણ છેલશંકરભાઇના વગનો માણસ છે એવો ખ્યાલ આવતાં આંખથી જ 'શું છે?' એમ પૂછ્યું.

શ્રીયુત ગોદડચંદે શ્રીશોધવર્ધક સભાનું માહાત્મ્ય, એના સભ્યોની પ્રતિષ્ઠા અને પરોપકારિતા, અત્યાર સુધીમાં એણે કરેલી મહાન શોધો, 'અફવા સમાચાર' જેવા ખ્યાતનામ પત્રે એના સભ્યોને આપેલું મુલાકાતનું માન, વગેરેની વાતો વિદ્વત્તાપ્રચૂર ભાષામાં સવિસ્તર કહેવા માંડી.

મૂછ પર હાથ ફેરવતાં ફેરવતાં જમાદાર સાહેબે આ બધી વાતો સાંભળી, ને ગુનેગારનાં બયાનો ને વિધાનોમાંથી સત્ય તારવવાની ટેવ મુજબ આ આખી વાતમાં તથ્ય શું છે એનો વિચાર

કરવા લાગ્યા. બ્રાહ્મણપુત્ર ને વ્યુત્પત્તિવિદ હોવાથી પોતેશ્રીની વાતોનો એક અષ્ટમાંશ ભાગ એ સમજી શક્યા. 'શોધ,' 'સભા,' 'વિદ્વત્તા,' 'સેવા,' 'જનકલ્યાણ,' 'પરોપકારિતા,' 'વોટ,' 'પ્રોક્સી', 'બહુમત,' 'વેદ,' 'બ્રાહ્મણ,' 'સંહિતા'–આ અને આવા વિવિધ શબ્દોની આસપાસ ગૂંથાયેલી વાતોમાં પોતાની ચાંચ નહિ ખૂડે એમ સમજાતાં એમણે વાતને પોતાને પ્રસ્તુત મુદ્દા તરફ વાળી.

'છેલશંકરભાઈને અને તમારે શું સગપણ ? હાલ એમની પાસે ક્યા કામે આવ્યા છો ?'

આ વાતો ચાલતી હતી તે દરમ્યાન કંઈક નારોશંકરના કુતેહ-ભર્યાં પગલાંથી અને કંઈક અકસ્માત, નારોશંકર અને એને પકડીને ચાલતો સિપાઇ આ બેની લગભગ પાસે આવી પહોંચ્યા. નારોશંકરે ધ્યાન દઇને પોતેશ્રી અને જમાદારની વાતો સાંભળવા માંડી.

આગલા પ્રશ્નનો જવાબ ખાઈ જઈ પોતેશ્રીએ પાછલા પ્રશ્નનો જવાબ આપવા માંડયો.

'અમારા ગામના 'ઉદ્ધતઘંટ' છાપામાં કોઇ માણસે મહાન કવિઓ વિરુદ્ધ બહુ હલકાં અને નાલેશીભર્યાં લખાણો લખવા માંડયાં છે.'

'ઉદ્ધતઘંટ !' વ્યુત્પત્તિવિદ જમાદારે પોતાના હમેશના રૂવાબની માત્રા જરા ઓછી કરી કહ્યું, 'હા, સાળું ભારે બેપાની છાપિયું છે. એણે લખ્યું હતું, "આ સંસ્થાનના જમાદાર દાદુમિયાં લાંચ ખાય છે." અરે બાપુ, હું બ્રાહ્મણના પેટનો, તે મિયો કઈ રીતે થઇ ગયો ? અને મેં લાંચ ખાધી તેમાં તારા

આપનું કાંઈ ગિયું ? અને, પૈસા નહિ ખાઉં તો શું ધૂળ ફાકું, કે
તારું છાપિયું દૂધમાં ઉકાળીને પીઉં ? અને લખે છ, "આ જમાદારનો
બચ્ચો કાચી જેલના કેદીઓને ધૂસ ફટકારે છે." અરે ભાઈ, સાર
માર્યા વિના એક પણ કેદી સખણો જવાબ આપે ખરો ? હવે આ
તમે જ છો—તમારી પાસે સાચી વાત કઢાવવી હોય તો ગુંદરપાક—'

છેલશંકરભાઇ અને શ્રીશોધવર્ધક સભાનો અજ્ઞાત સંબંધ
યાદ આવતાં જમાદારે ફેરવી તોળ્યું,

'આ તો એક દાખલો આપ્યો; બાકી—' એ વાત ખાઈ
જઈ દાદુરામે આગળ ચલાવ્યું, 'અને માળો લખે છે, "જમાદાર
દાદુમિયાંના માથા પરથી રોજ જેટલા વાળ ખરે છે તેટલો બુદ્ધિનો
ભૂકો એના માથામાંથી ઓછો થતો જાય છે. એની સાથે જ એના
માથામાં ખાલી પડેલી જગામાં ઈંડુ—પાણ્ડુ—ઘોણ્ડુ આઈસ ફૅક્ટરીનું
ભીનું ભૂસું, અને એમની ઘરવાળીએ વઘારમાં નાખવાથી કાળી
થઈ ગયેલી રાઇ ભરાતી જાય છે ! "'

જરા અટકીને જમાદારે મૂછ પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું,
'સસરો બ્રિટિશ રાજમાં રહીને છાપિયું કાઢે છે. અહીં મારા
ગામમાં કાઢે તો બતાવી આપું. ચાર દિવસમાં એને કોટડીમાં પૂરું,
ને છાપિયાખાનાને ખંભાતી લગાડી દઉં. પછી બે વરસે કેસ
નીકળે તો ખેદો ! કહે છે કે મારા માથામાં મારી ઘરવાળીએ વઘારમાં
નાખેલી રાઈ ભરાતી જાય છે ! —મારી ઘરવાળીએ વઘારમાં નાખેલી !'

'સાવ સાચી વાત છે !' પોતેશ્રી અને જમાદારની પાછળ
ચાલતો નારોશંકર વચમાં જ બોલી ઊઠયો.

'શું ! !' જમાદાર ચમકી, અને હાથમાંની સોટી મજબૂત
પકડતાં પૂછયું.

'એમ કહું છું બાપુ, કે 'ઉદ્ધતઘંટ'વાળો એવો જ છે. એને તો ઊંધા ગધાડે બેસી ગામ બહાર કરવો જોઈએ.'

'કેમ અલ્યા નાડીશંકર, તું એમ કેમ કહે છે?' હાથમાંની સોટીની પકડ ઢીલી કરતાં વ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞ ફોજદારે કહ્યું.

'બાપજી, મારા પર વિતાડવામાં પણ એણે કાંઈ બાકી નથી રાખી! દર અંકે મારા વિરુદ્ધ લખે છે! એક વાર સાળાએ શું લખ્યું હતું તે જુઓ.' આમ કહી એણે ખીસામાંથી છાપાની એક કાપલી કાઢી જમાદાર સામે ધરી. એમણે આંખથી ઇશારત કરતાં પોતેશ્રીએ તે લીધી અને મોટેથી વાંચવા માંડી:

'આ સંસ્થાનમાં નારોશંકર કરીને એક માણસ વસે છે. નાયબકારભારી છેલશંકરનો ખરેખર એ કાંઈ સગો છે કે કેમ તે અમે જાણતા નથી. દેશી રાજ્યોમાં સગપણ બહુ વહેલાં ફૂટી નીકળે છે; એટલે આ સગપણ બનાવટી હશે એમ અમે માનીએ છીએ. બાયડીની શિખામણે ચાલતો એ માણસ ખરેખર છેલશંકર સાથે પોતાની સ્વર્ગસ્થ સાળીની વિદ્યમાન ફોઈની નાતરે ગયેલી કાકીની કાણી મામીના લંગડા ફુઆના અલેલટપ્પુ છોકરાના સગપણે સંકળાયેલો હો કે ન હો, પણ છેલશંકર સાથે એવું બાદરાયણ સગપણ હોવાનો દાવો કરી, છેલશંકર પાસે કામ કરાવી આપવાને બહાને અનેક ગરીબોની તીજોરી—ભૂલ્યા, બોટી કે ખીસાં, જે હોય તે—સાફ કરી........'

એટલામાં શ્રીયુત ગોદડચંદને ઠોકર વાગી, અને હાથમાંની છાપાની કાપલી સાથે તેમણે ભૂમિમાતાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એમનો ચશ્મો ઊડીને એક બાજુએ પડ્યો. એમનો પગ લાગતાં નારોશંકરે પણ ભૂમિમાતાને પ્રણામ કર્યા. જે પોલીસના હાથમાં નારોશંકરની બેડી હતી તેને લાગ્યું કે નારોશંકર નીચો વળી ભાગી

જવા પ્રયત્ન કરે છે. એટલે એણે બેડી જોરથી ખેંચી. આથી નારાશંકરને એક બીજી ગુલાંટ ખાવી પડી. નારાશંકર પરાણે ઊભો થયો એટલે એ પોલીસે એને બે ત્રણ ધૂંસા લગાવી દીધા, ને કહ્યું,

'સાલે, ભાગ જાતા હૈ!'

પોતેશ્રી હજી ભૂમિમાતાનું આરાધન કરવામાં જ રોકાયા હતા. સ્વેચ્છાથી નહિ, પણ ધરતીમાતા ઝટ એમને વેગળા થવા દેતાં ન હતાં તેથી, એમણે ધીરેધીરે પોતાનાં બધાં અંગો ભેગાં કર્યાં, ને આખા શરીરને પગ ઉપર ટેકવ્યું. ઊભા થવાના આ કાર્યમાં એમને એક પણ શ્રીયુતે મદદ ન કરી. આનું કારણ કાયદાના રક્ષકોની ઉપસ્થિતિ હતું, કે પ્રમુખશ્રીના પતનમાંથી શી શોધ નિષ્પન્ન થાય છે એના ચિંતન મનન ને નિદિધ્યાસનમાં તેઓ મશગૂલ હતા એટલે એ ફરજ તરફ તેમનું ધ્યાન ગયું નહિ, એ એક મહા શોધનો વિષય હતો.

ગોદડચંદ ઊભા થયા, ને બોલ્યા, 'મારા આ પતનથી મેં એક એવી મહત્ત્વની શોધ કરી છે, કે એના પરથી મને શ્રીયુતની પદવી પ્રાપ્ત થશે એની મને પોતાને તો ખાત્રી જ છે, પણ તમને પણ ખાત્રી થવી જોઈએ. પણ, હાલ તરત હું એ શોધ મારી પોતાની પાસે જ રાખવા માગું છું. યોગ્ય સ્થળે ને કાળે હું એ જાહેર કરીશ, અને સર્વ શ્રીયુતોમાં શ્રીયુત્ બનીને મહાલવાનું મહા-માન પ્રાપ્ત કરીશ! અસ્તુ.'

ગોદડચંદ ઊભા થયા ત્યારે નારાશંકરની નજર રસ્તાની એક બાજુએ પડેલી 'ઉદ્ધતઘંટ' પત્રની પોતાની કાપલી પર પડી. પોતાને પકડનાર પોલીસની નામરજી હોવા છતાં એણે વાંકા વળી એ કાપલી ઉપાડી લીધી. એની બાજુમાં જ પોતેશ્રીનો ચશ્મો હતો તે પણ એણે ઉપાડી પોતાના ગજવામાં સેરવી દીધો.

પોતેશ્રીનું ભૂમિવંદન, નારાશંકરે કરેલું એમનું અનુકરણ,

એને પકડનારાએ કરેલો ધૂંસાપ્રયોગ—આ સર્વને લીધે દસ ફૂટનું અંતર સાચવીને પાછળ આવતા ટોળામાં શોરબકોર ને થોડી હોહા થઈ રહી.

શબ્દસમૃદ્ધ જમાદારે એ ટોળાને એકમે સ્વસ્તિ સંભળાવી. એમના હૂકમથી પોલીસોએ દંડાપ્રહાર કરી આખા ટોળાને વિખેરી નાખ્યું, અને, એટલી વાર ત્યાંનો દેખાવ પલાયનપટુ સૈનિકોથી શોભતી સમરભૂમિ જેવો થઈ રહ્યો.

બધા આગળ ચાલવા લાગ્યા ત્યારે જમાદારે નારોશંકરને કહ્યું, 'ત્યારે આ છાપિયું તારી પાછળ પણ પડયું લાગે છે!'

નારોશંકરે કહ્યું, 'અરે શી વાત કરું ફોજદાર સાહેબ,'—જમાદારને ફોજદાર કહેવાથી એની કૃપા તરત પ્રાપ્ત થાય છે એ સત્ય નારોશંકર ઘોડિયામાં હતો ત્યારથી જ એને પ્રાપ્ત થયું હતું—'આનું તો મારી વિરુદ્ધ એણે પચ્ચીસ વાર લખ્યું છે. એક આટલું વાંચી જુઓ.' આમ કહી એણે પોતાના ખીસામાંથી એક થોકડી કાઢી એમાંથી એક કાગળ પસંદ કરી જમાદારના હાથમાં મૂકયો.

જમાદારે એ કાગળ પોતેશ્રીના હાથમાં આપ્યો. 'ઉદ્ધતઘંટ' વિરુદ્ધના પુરાવાઓની અનાયાસ શોધ થતી હોવાથી પોતેશ્રી એ વાંચવા તૈયાર થયા, પણ કાગળ આંખ પાસે લઈ જતાં જ તેમનાથી એક નવી શોધ થઈ ગઈ કે એમની નાસિકા પરનું સ્વાભાવિક ને અવિનાભાવી સ્થાન છોડી એમનો ચશ્મા કયાંક અલોપ થઈ ગયા હતા.

એ બોલી ઊઠયા, 'મારા ચશ્મા, મારા ચશ્મા! મારો ચશ્મ કયાં ગયા!'

બધા શ્રીયુતોએ એમના વદનકમલ પર દૃષ્ટિ ઠેરવી સહાનુભૂતિ દર્શાવી.

નારોશંકર નીચું જોઈ મનમાં મલકાવા લાગ્યો.

પકડાયેલામાંથી બીજા કોઈએ ચશ્મા માટે આવો શોર કર્યો હોત તો જમાદાર તાર ગ્રામની છેલ્લી કલમમાં ખૂસ મારી એને ચૂપ કરી દેત. પણ, આ માણસો 'ઉદ્ધતધંટ'ના વિરોધી—શત્રુના શત્રુ હતા, ને કદાચ છેલશંકરભાઈના સંબંધી હતા, એટલે જમાદારે એક સિપાઈને કહ્યું, 'વસંત, આ શેઠ પડી ગયા હતા ત્યાં જઈને જો, ને એમના ચશ્મા હોય તો લઈ આવ. અમે છેલશંકરભાઈને ત્યાં છીએ.'

શ્રીશોધવર્ધક સભાના પ્રમુખના ચશ્મા ખોવાઈ જાય, અને, 1 શોધાઈને આવે ત્યાં સુધી આ જમાદાર ઊભો ન રહે એ બધા શ્રીયુતો અને વિશેષે પોતશ્રીને અકારું થઈ પડ્યું. છતાં, જમાદાર સમક્ષ એ વાતનો વિરોધ કરવાથી વિસુવિયસ પર્વતનું મોં ફાટવાની ભીતિ જણાતાં બધા શ્રીયુતોએ મૌનને જ સર્વાર્થસાધક ગણી લીધું.

પોતશ્રીએ નિરાધારીમાં કાગળની કાપલી નારોશંકરને પાછી આપી.

તેઓ એકબે મિનિટ ચાલ્યા ત્યાં છેલશંકરના બંગલાનું કંપાઉન્ડ આવ્યું. બધા એમાં દાખલ થયા ત્યાં તો વસંત નામધારી પોલીસ આવી પહોંચ્યો.

એણે જમાદારને કહ્યું,

'સાહેબ, ચશ્મા ત્યાં નથી. એ તો કોઈ ગઠિયો મારી ગયો હશે.'

આ શબ્દો સાંભળતાં નારોશંકરનું મોં જરા મલકાયું, પણ શ્રીયુતો ઉપર તો જાણે વીજળી તૂટી પડી. આવે સ્થાને ચશ્મા કે એવી કોઈ, એના માલિકને જ કામની વસ્તુ પડી જાય તો એનું શું

થાય છે એ મહત્ત્વની શોધ હાથવેંતમાં હતી, પણ અપત્યમૃત્યુ-સંભવે દ્રોણાચાર્ય જેવા ધીરે મતિ ગુમાવી હતી, તેમ નયનવિસ્ફારક યંત્રના વિલીનીકરણ સંભવે પોતેશ્રી અને સર્વ શ્રીયુતોની બુદ્ધિ સ્થાવર બની ગઈ હતી.

ચશ્માને અભાવે, કે માનસિક આઘાતને પરિણામે પોતેશ્રીની આંખે અંધારાં આવવા લાગ્યાં. પણ અપત્યમૃત્યુવાતે દ્રોણાચાર્યે મન દૃઢ કરી આત્મવિસર્જનનો નિર્ણય કર્યો, તેમ શ્રીયુતે મન દૃઢ કરી 'ઉદ્ધતઘંટ'ના ચર્ચાપત્રીની શોધમાં પ્રાણ જાય તો ભલે, ત્યાં ચશ્માથી વિસાતમાં એવો સંકલ્પ કરી મન દૃઢ કર્યું, અને છેલશંકર, આનાર્થે 'ભાઈ'ના પગથિયા પર પગ મૂક્યો.

## પ્રકરણ નવમું

## અંતે પત્તો લાગ્યો

નાયબ કારભારી છેલશંકર ઘરના પાછલા ભાગમાં હતા. પણ જમાદાર અને પોલીસો કેટલાક માણસોને લઈને આવ્યા છે એવી વરદી મળતાં એ તરત જ દીવાનખાનામાં આવ્યા.

આવતાંની સાથમાંજ તેમણે જમાદારને કહ્યું, 'કેમ દાદુરામ, આ વેદિયાને કેમ ઉપાડી લાવ્યા છો? અને આ નારુ પણ સાથે છે ને! કેમ નારુ! શી ધાડ મારી આવ્યો છે? જમાદાર, એની બેડી તો કાઢો!'

જમાદારે ઈશારત કરતાં પોલીસે નારુના હાથમાંની બેડી ખોલી. છેલશંકર એક સોફા પર બેઠા અને બોલ્યા,

'બોલો, શી વાત છે?'

વેદપઠન બાજુએ મૂકી બેચાર પેઢીથી સરકારી નોકરી જ કરી હોવાથી જમાદારને 'વેદિયા' શબ્દનો અર્થ આવડતો નહોતો. પણ, રસ્તે ચાલતાં પોતેશ્રીએ શ્રીશોધવર્ધક સભા વિશે જે ભાષણ

આપ્યું હતું તેમાં વેદ શબ્દ બેચાર વાર આવ્યો હતો, ને નાયબ-સાહેબે પણ એ જ શબ્દ વાપરી એમની સાથે ઓળખાણ હોય એ રીતે વાત કાઢી હતી, એટલે, જમાદારને પોતે કઈ કાર્યપદ્ધતિ લેવી તેનો ખ્યાલ આવી ગયો.

એણે કહ્યું, ' સાહેબ, લાયબ્રેરી પાસે આ સાહેબોને લોકો પજવતા હતા; તે માંડમાંડ છોડાવીને લાવ્યો છું.'

' અને આ નારુને કેમ પકડયો છે ? '

અચકાતાં અચકાતાં, વિનયપૂર્વક જમાદારે કહ્યું, ' સાહેબ, એ ભાઈ આ લોકો સાથે મળી કોઈનું ખૂન કરવાની વાત કરતા હતા.'

નાયબ સાહેબનાં ભવાં સહેજ સંકોચાયાં. ' કેમ નારુ, આવા ધંધા કરછ ? '

નારુએ તરત જ જવાબ આપ્યો,

' વાત એમ છે ભાઈસાહેબ, કે તમે સ્ટેશનેથી આવી વેદિયા મળ્યાની વાત કરી. મને થયું કે લાવને, જરા મજા કરીએ. મેં આ વેદિયાને લાયબ્રેરીમાં બોલાવ્યા. એમની સાથે વાત કરતાં ખબર પડી કે ' ઉદ્ધતઘંટ ' છાપામાંના લખનારને શોધી કાઢવા માટે જ એ અહીં આવ્યા છે. મેં એમને કહ્યું, ' તમે અને છેલશંકરભાઈ શોધી કાઢો એટલી વાર. એનું ખૂન કરાવી દઈએ. આ સ્ટેટ વિરુદ્ધ એ એટલું બધું લખે છે, કે છેલશંકરભાઈ અને રાજ્યનું એકેએક માણસ એનાથી ત્રાસી ઊઠયું છે.' '

' એમ વાત છે ! તમે જાવ જમાદાર સાહેબ, હું આ લોકો જોડે ફોડી લઈશ.'

જતાં જતાં જમાદારે કહ્યું,

'બાપુ. એ છાપિયામાં લખનારને બરાબર સીધો કરજો બાઈશાબ. મારી ઘરવાળીનું નામ છાપિયામાં લાવે છે! હાથમાં આવે તો એનો હાથ વાઢી નાખું ને કાચો ને કાચો ખાઈ જાઉં!' આ શબ્દો બોલતાં જમાદાર સાહેબનું મોં બહુ જ પ્રેક્ષણીય થયું.

અત્યાર સુધી છેલશંકર સિવાય બધા ઊભા હતા. જમાદાર અને એમના માણસો સલામ કરીને ગયા એટલે છેલશંકર, સાનાથેં 'ભાઈ' એ નારોશંકરને કહ્યું, 'બેસ નારુ!'

નારુ જમીન પરના ગાલીચા પર બેઠો.

નાયબ સાહેબે શ્રીયુતો તરફ જોઈ કહ્યું,

'બેસો તમે'.

શ્રીશોધવર્ધક સભાના શ્રીયુત સભ્યોના આ જન્મસિદ્ધ અધિકારનો આટલો મોડો સ્વીકાર થયો અને એ વાતમાં પણ નારોશંકર જેવા અલફાઉને પ્રાધાન્ય આપવામાં આવ્યું એથી શ્રીયુતોને ખૂબ ખોટું લાગ્યું. પણ, આ સ્થાન વિરોધ વ્યક્ત કરવા જેવું નથી એ શોધ આપોઆપ સ્ફુરી હોવાથી તેમણે એ બાબતમાં મૌન સેવ્યું. આજુબાજુના સોફા અને ખુરશી પર બધા શ્રીયુતો સમાઈ શકે તેમ નહોતું, એટલે જેટલાનો સમાવેશ થયો તે ત્યાં બેઠા અને બાકીનાએ નારોશંકરનું અનુકરણ કર્યું.

ગોદડચંદ સાથે એક વાર વાતચીતનો અલભ્ય લાભ મળ્યો હોવાથી, અને બધામાં એ આગેવાન જેવા દેખાતા હોવાથી નાયબ સાહેબે એમને ઉદ્દેશીને કહ્યું,

'આ 'ઉદ્ધતધટે' અમારા સંસ્થાન સામે ને મારી સામે ઘણું લખ્યું છે. જુઓ, બતાવું.'

આમ કહી તેઓ ઊઠીને ઊભા થયા, ને સામેના કબાટમાંથી એક ફાઈલ કાઢી લાવ્યા.

'જુઓ, આ લખે છે, "આ સંસ્થાનમાં છેલશંકર નામનો એક વર્ણસંકર માણસ વસે છે. એ મહામૂર્ખને અમે વર્ણસંકર એટલા માટે કહીએ છીએ, કે, એને પૂરું અંગ્રેજી નથી આવડતું, પણ અંગ્રેજી બોલવા જાય છે. પૂરું ગુજરાતી પણ નથી આવડતું, પણ ગુજરાતીમાં ડોળે છે. પૂરું કારભારું નથી આવડતું, પણ પોતાને કારભારીનો બાપ ગણે છે."'

થોડાં પાનાં ફેરવી એમણે એક બીજો ભાગ વાંચવા માંડ્યો, 'જુઓ, આ અંકમાં લખે છે, "આ માણસની ફોઈએ એનું નામ પાડવામાં ભૂલ કરી છે. એનું નામ છેકશંકર પાડવું જોઈતું હતું. અમે આમ કહીએ છીએ એનું કારણ છે. એક તો, એની અક્કલ આડે છેકો મુકાઇ ગયો છે. બીજું, દરેક વાતમાં એ છેક સુધી જાય છે. ઓછેથી, અધૂરેથી, અડધેથી એને ચેન જ પડતું નથી. લાંચ ખાય ત્યારે આખી લાંચ એને મળવી જોઈએ. બધા આનંદપ્રમોદમાં એનું સ્થાન પહેલું રહેવું જોઇએ. દાખલા તરીકે, ગામમાં નાચનારી આવે ત્યારે એણે એને ઘેર સ્પેશિયલ નાચ કરવો જોઈએ........ એક બાજુ અમે એની મૂર્ખ ફોઇની ભૂલ કાઢીએ છીએ, તો બીજી બાજુ અમને થાય છે કે એની એ ગાંડી ફોઈએ એનું નામ બરાબર જ પાડ્યું છે. છેલશંકર નામ પરથી આપણને મહમ્મદ છેલ યાદ આવે છે. એ જે રીતે આગગાડીમાંના મુસાફરોની ઘડિયાળ કે ટોપી ઉડાવી દે છે તે રીતે આ સોડાવૉટરની બાટલી જે કોઈ એના સકંજામાં આવે તેનું સર્વસ્વ ઉડાવી જાય છે. પણ મહમ્મદ છેલ ગૂમ કરેલી વસ્તુ પાછી આપતો, જ્યારે આ છેલ એ પાછી આપતો નથી. એ વચ્ચેનો આ તફાવત જોતાં ફરી અમને થાય છે કે આની અક્કલ-

હીન કોઈએ એનું નામ પાડવામાં ભૂલ જ કરી છે. હવેથી અમે અને અમારા માનનીય વાચકો એને 'છેકશંકર' ને નામે જ ઓળખીશું.''

'ઉદ્ધતઘંટ' ના લેખકની આ ઉદ્ધતાઈથી સર્વ શ્રીયુતો આશ્ચર્ય ને વિસ્મયમાં ગરકાવ થઈ ગયા, અને પ્રયત્ન કરવા છતાં સહાનુભૂતિના વચન પણ બહાર કાઢી શક્યા નહિ.

ફાઇલનાં બેચાર પાનાં ઉથલાવી છેલશંકર, માનાર્થે 'ભાઈ' એ પોતાની પ્રશસ્તિ આગળ વાંચવા માંડી, 'અને આ લખે છે તે જુઓ! ''આ છેકશંકરને નાટકનો શોખ છેક સુધીનો છે. એટલા માટે એ એના ઊંઘેટા બાપુને નાટકનો શોખ લગાડે છે, અને, રાજ્યને ખર્ચે એક પછી એક નાટક કંપનીઓ રાજ્યમાં બોલાવે છે. એની આ ટેવ, અને, એના ને એના ઊંઘણશી બાપુના આ શોખથી નાટકકંપનીના માલિકો એટલા પરિચિત થઈ ગયા છે, કે હવે તો એ તરફ ગયેલી કોઈ પણ કંપની આમંત્રણ મળ્યું હોય કે ન મળ્યું હોય, પણ એ શહેરમાં પગ મૂકવાનું ચૂકતી નથી.'''

પોતેશ્રી સામે જોઈને છેલશંકર, માનાર્થે 'ભાઈ' એ કહ્યું, 'હું અને અમારા બાપુ નાટક ન જોઈએ તો શું એનો બાપ મરી ગયો ત્યારે ગવાયેલા મરશિયા સાંભળીએ, કે ગામના ગધાડા ભૂંકે છે તે સાંભળ્યા કરીએ?'

એમનો ગુસ્સો શાંત થતાં પાંચ મિનિટ નીકળી ગઈ. સ્વસ્થ થયા પછી એમણે કહ્યું,

'આ ત્રણે ફાઈલ એના મારી વિરુદ્ધનાં લખાણોથી ભરેલી છે.'

કબાટ ઉઘાડી એક ઢગલા તરફ આંગળી કરી એમણે ઉમેર્યું,

' ને આ બધી ફાઈલો સ્ટેટ અને બાપુ વિરુદ્ધ એણે જે લખ્યું છે એની છે.'

નાયબ કારભારી સોફા પર આવીને બેઠા, અને બોલ્યા: ' આ છાપામાં લખનારો અહીં રહે છે, કે ત્યાં જ બેઠો બેઠો ચીતર્યા કરે છે, તેની કાંઈ ખબર પડતી નથી. આ છાપામાં લખાણ આવવા માંડ્યું ત્યારથી અમે બહુ તકેદારી રાખી, કેટલીયે ટપાલો ફોડી જોઈ, અહીંના કેટલાયે લેખકોને અડાવ્યા ને જેલમાં પૂરી જોયા, પણ કાંઈ પત્તો ખાધો નહિ. ચારછ મહિના આમ ચાલ્યું ત્યારે એ છાપાને અહીં આવતું બંધ કર્યું. ત્યારથી અમદાવાદના એક છાપા વેચનારને કહ્યું છે, તે રોજ અમને ' ઉદ્ધતધંટ ' ની ચાર નકલ મોકલી આપે છે. એ કાપી કાપીને ફાઈલો ભરીએ છીએ. હા; બાપુને કહ્યું કે એ છાપાવાળો આપણી વિરુદ્ધ લખવાનું બંધ કરવા માટે પાંચ હજાર રૂપિયા માગે છે. બાપુએ કહ્યું, " પાંચ હજાર શું, દસ હજાર આપો." મેં દસ હજાર લઈ મારા ખીસામાં મૂક્યા.' પોતે બહારના સાથે વાત કરે છે એ યાદ આવતાં ઉમેર્યું—' એ છાપાવાળાને આપવા માટે—અને ત્રણ ચાર દિવસ રહીને બાપુને કહી દીધું કે એ છાપાવાળો હવે આપણી સામે એક અક્ષરે લખશે નહિ.'

પોતાની આપવીતી પૂરી કરી નાયબ સાહેબે ઉમેર્યું, ' એ છાપાવાળાને કે છાપામાં લખનારને શોધી કાઢવા કે સીધા કરવા તમને જે કાંઈ મદદની જરૂર હશે તે અમારું રાજ્ય આપશે. ભલા માણસ, સ્ટેશન પર મળ્યા ત્યારે " ' ઉદ્ધતધંટ 'ના ખબરપત્રી " એમ કહ્યું હોત તો ?'

પોતેશ્રી જવાબ આપવા જતા હતા ત્યાં છેલશંકરે પૂછ્યું:

' તમે ક્યાં ઊતર્યા છો ?'

## અંતે પત્તો લાગ્યો

પોતેશ્રી શ્રીયુતોના મોભ્ભાને શોભે તેવો કાંઈ જવાબ આપે તે પહેલાં જ નારુ બોલી ઊઠયો, 'ધરમશાળામાં.'

'હવે તમે રાજ્યના મહેમાન કહેવાઓ. આ બાજુમાં જ સરકારી ઉતારો છે; તેમાં તમારી વ્યવસ્થા કરાવું છું.'

નારોશંકર તરફ જોઈને એ બોલ્યા, 'નારુ, ઉતારાકામદારને જઈને કહે કે 'ઉદ્ધતઘંટ'ના ખબરપત્રીને શોધી કાઢવા મુંબઈથી ડિટેક્ટિવો બોલાવ્યા છે, એમની પાંચ નંબરના ઉતારામાં વ્યવસ્થા કરે.'

નારોશંકર ઊઠીને જવા લાગ્યો એટલે એને બાજુએ બોલાવીને નાયબ કારભારીએ કહ્યું, 'તીજોરી ખાતામાં કહી આવજે કે મુંબઈથી આવેલા ડિટેક્ટિવોનો આવવાનો ખર્ચ છસો તેર રૂપિયા બાર આના છ પાઈ થયો છે, તે અહીં મારે ત્યાં મોકલાવી આપે.'

નારુ જવા લાગ્યો તેને પાછો બોલાવીને કહ્યું,

'જો એમ કહેવાનું ભૂલતો નહિ કે "ગુનેગાર હાથમાંથી છટકી ન જાય એટલા માટે રાજ્યે ડિટેક્ટિવો બોલાવ્યા છે એ વાત ખાનગી રાખવાની છે. તો, આ વાતની બહુ ચોળાચોળ ન કરતા."'

નારુ ગયો અને નાયબ કારભારી સોફા પર આવીને બેઠા.

શ્રીયુતો સાથેની થોડી વાતચીત પછી એમના મગજમાં પ્રકાશ પડયો, કે શ્રીયુતો જેની શોધમાં છે તે આ રાજ્યની ખબર મોકલનારા ખબરપત્રીની નહિ; પણ જયસ્વરૂપ વિરુદ્ધ લેખ લખનાર ચર્ચાપત્રીની.

એકાએક છેલશંકર ખિન્ન થઈ ગયા, એમનો ઉત્સાહ ઓસરી ગયો, એમનો ઉમંગ શાંત પડી ગયો. આમ છતાં તેમણે જિજ્ઞાસા.

ખાતર એ ચર્ચાપત્ર જોવા માગ્યું, અને અડધું એક વાંચી, છાપામાંથી માથું બહાર કાઢી બૂમ મારી, 'દીકરી વિમલા, જરા આમ આવ તો!'

'આવી બાપુજી!' એવી બૂમ સંભળાઇ, ને બૂમની પાછળ ઓરડામાં ત્રેવીસચોવીસ વરસની એક સુંદર યુવતીએ પ્રવેશ કર્યો. એની સૌંદર્યચંદ્રિકામાં નાહતા બધા શ્રીયુતો અવાક બની ગયા. શ્રી ફોગટચંદે પોતાની નોંધપોથીમાં ટપકાવી લીધું:

'શ્રીયુતની પહેલી સાહેની શોધ!

દેશી રાજ્યના ખટપટી અને હલકા અધિકારીના ઘરમાં આવાં સુશીલ કન્યારત્ન પાકે છે તે પૂરવાર કરે છે કે કમલની ઉત્પત્તિ કાદવમાંથી થાય છે એ વાત હકીકત છે, માત્ર કવિસમય નથી.'

છેલશંકરની કન્યકાને માન આપવા બધા શ્રીયુતો બને તેટલા સંકોચાઈને અદબસર બેઠા ન બેઠા ત્યાં તો એણે પ્રશ્ન પૂછયો,

'શું છે બાપુજી?'

'જો, આ ચર્ચાપત્ર વાંચ. તું એના લેખકને ઓળખે છે?'

શ્રીયુતો તરફ જોઈને એમણે કહ્યું,

'અમારી વિમલાને સાહિત્યનો બહુ શોખ છે. આ ગામમાં જેટલા સાક્ષરો આવે છે તેમને એકવાર ચાપાણી માટે બોલાવે છે. એણે થોડી કવિતાઓ પણ લખેલી છે. બળવન્તરાય કઠોરે—'

'"ઠાકોરે" બાપુજી!' વિમલાએ છાપામાંથી પોતાની સુંદર ગ્રીવા ઊંચી કરતાં કહ્યું.

'હા, હા; હમેશ ભૂલ થઈ જાય છે,' નાયબ સાહેબ બોલ્યા.
'બળવન્તરાય ઠક્કરે પણ એની કવિતા વખાણેલી છે.'

વિમલા તરફ જોઈને એમણે કહ્યું,

'કેમ બેટા, કંઈ ગમ પડે છે? આ 'ક્ષતિંગ-વિરોધી'
ાણ છે?'

'તમને ખબર નથી બાપુજી, આ ચર્ચાપત્ર તો મેં જ લખ્યું છે!' આંખમાં ચમક સાથે વિમળાએ કહ્યું.

એટલા નાના વાક્યની શી અસર થઈ તે તો કોણ જાણે, પણ તેજ ક્ષણે એકેએક શ્રીયુતની આંખો ફાટી ગઈ, એમનાં અંગો થરથર ધ્રૂજવા લાગ્યાં, એમનાં કપડાં પરસેવાથી તરબોળ થઈ ગયાં, અને પ્રથમ આઘાત શમતાંવેંત કોઈ અજ્ઞાત પ્રેરણાના પ્રેર્યા સર્વેએ ધ્રૂજતા ધ્રૂજતા બારણા તરફ દોટ મૂકી. નાયબ કારભારીએ ઘી બૂમો મારી, પણ તેમનામાં પાછું જોવાનાયે હોશ ન રહ્યા.

દોડવા અને ચાલવા એ બેની વચ્ચેની ગતિને શું નામ અપાય છે તે ખબર નથી. પણ, આજુબાજુ ભેગા થતા, હુરિયો બોલાવતા, ને કોઈ કોઈ વાર કાંકરા ફેંકતા નગરજનોની પરવા કર્યા વિના એ જ ગતિએ શ્રીયુતો ધર્મશાળામાં પહોંચ્યા, એક મિનિટથી ઓછા વખતમાં પોતપોતાની વસ્તુઓ બાંધી લીધી, ને સીધી સ્ટેશન ભણી દોટ મૂકી.

*

છેલ્લા શ્રીયુતે કંપાઉન્ડની બહાર પગ મૂક્યો એટલે વિમલા ખડખડાટ હસી પડી.

'છેલશંકર, માનાથે 'ભાઈ' એ પૂછ્યું,

'કેમ બેટા, આટલી બધી હસે છે કેમ?'

'કેવી મજા આવી બાપુજી! આજ સવારે તમે શ્યામશંકરકાકા અને નારુભાઈને વેદિયાની વાત કહેતા હતા તે જ આ છે ને? એક વાર જોતાં જ હું સમજી ગઈ કે આ એ જ છે. મને થયું કે લાવ જરા આની મજા કરું. એટલે મેં અદ્ધર જ ફેંક્યું કે એ ચર્ચાપત્ર મેં લખેલું છે।'

ગોટલા પર જરા ઠૂંઠકો મારી એ બોલી,

'કેવી મજા આવી, બાપુજી!'

## ઉપસંહાર

ગામમાં આવીને શ્રીયુતોએ જ્યારે સાક્ષરશ્રી હિમાલયને ચર્ચાપત્રીની શોધના સમાચાર આપ્યા ત્યારે સાક્ષરશ્રી વારંવાર બેભાન થઈ જવા લાગ્યા, ને એમના મુખારવિંદમાંથી વિવિધ શબ્દો નીકળવા લાગ્યા.

જાતજાતના દુર્ગંધી પદાર્થો સુંઘાડવાથી અંતે સાક્ષરશ્રી હિમાલય કાયમ માટે જાગ્રત થયા. તે જ ક્ષણે શ્રીશોધવર્ધક સભાની અસાધારણ સભા મળી, અને આખી રાત જાગી એ ચર્ચાપત્રીનું નામ—'વિમલા છેલશંકર'—ખુલ્લું પાડતો, ને એ ચર્ચાપત્રના મુદ્દાઓને જવાબ આપતો લેખ તૈયાર કરવામાં આવ્યો. વિવિધ શ્રીયુતોની સૂચના મુજબ જાતજાતના સુધારા અને ઉમેરાને અંતે એ ખરડો તૈયાર થયો. 'ઉદ્ધતઘંટ' પત્રના અધિપતિએ ચર્ચાપત્ર—ખાસ કરીને એમાંનું નામ—વાંચીને એ છાપવા ના પાડી, અને 'છપાવશો તો ખત્તા ખાશો' એવી વણમાગી સલાહ આપી.

નિરુપાય શ્રીયુતો અને સાક્ષરશ્રી અંતે 'અફવા સમાચાર'ના તંત્રી પાસે પહોંચ્યા. પહેલાં તો એણે ધસીને ના પાડી; પણ અંતે દસ રૂપિયાની મામૂલી ફી લઈને એ લેખ પ્રસિદ્ધ કરી આપ્યો.

આ શોધને લીધે શ્રીશોધવર્ધક સભાની ખ્યાતિ ચોમેર પ્રસરી ગઈ, અને ગુના અને બીજી જાતજાતની શોધોનાં કામ માટે લોકો શ્રીશોધવર્ધક સભાનાં પગથિયાં ઘસવા લાગ્યા.

સમાપ્ત

# પ્રો. બિપિન ઝવેરીની કૃતિઓ

૧ દીવાદાંડી ( શ્રી કાંતિ બરોડિયાં સાથે )
૨ લગ્નની બેડી ( ,, ,, ,, )
૩ વર–વહુ અમે ( ,, ,, ,, )
૪ પ્રો. ફડકેની વાતો
૫ જૈન શકુનાવલિ
૬ હિંદી મેવો ભા. ૧
૭ ,, ,, ભા. ૨
૮ હિંદી–ગુજરાતી અનુવાદમાળા ભા. ૧
૯ ,, ,, ,, ભા. ૨
૧૦ હિંદી બાલબોધિની
૧૧ હિંદી ભાષાન્તર શિક્ષિકા ભા. ૧
૧૨ ગુજરાતી–હિંદી શિક્ષિકા ભા. ૨
૧૩ વડોદરા નરેશનાં બીજાં લગ્ન અને તેના પ્રત્યાઘાતો.
૧૪ અંતે એ પરણી ( નવલકથા )

સંપાદન : ફાર્બસ ત્રૈમાસિક, ચિત્રપટ અઠવાડિક.

## હવે પછી

૧ મહારાજ અને મહાત્માજી : રવિશંકર મહારાજે કહેલાં સંસ્મરણો
૨ જીવા–શિવાનો મેળાપ ( નાટક ) (પ્રેસમાં જશે)
૩ વંદેમાતરમ્ ( નાટક )
૪ મહાપુરુષોના હસ્તાક્ષરો
૫ રમૂજી નવલિકાઓ
૬ નવો હિંદુ ધર્મ ( પ્રબંધ )
૭ સ્વ. સર રમણભાઈ ( મહાનિબંધ ) (પ્રેસમાં જશે)
૮ સ્વ. મહીપતરામ ( જીવનચરિત્ર )
૯ મિલકત ( નવલકથા )
૧૦ વસંતસેના
૧૧ પતિ સાથે પુનર્લગ્ન ( નવલકથા ) વગેરે–